# હંસા

યાને

# મઠનો ભેદ.



લેખક
અમૃતલાલ રતનજી ત્રિવેદી.

કીંમત રૂા. ૨-૮-૦

# હંસા

યાને

# મઠનો ભેદ

( અદ્ભુત રસ ભરી નવલકથા )

લેખકઃ—
અમૃતલાલ રતનજી ત્રિવેદી
હળવદ (કાઠીયાવાડ)

સંવત ૧૯૮૩ આવૃત્તી ૧ લી.
ઈ. સ. ૧૯૨૭) કીંમત રૂ. ૧-૮-૦ (પ્રત ૫૦૦
પ્રકાશકઃ—એવડી મોજ કાર્યાલય.

પુસ્તક મળવાનું ઠેકાણું:—
અમૃતલાલ રતનજી ત્રિવેદી.
ઠેકાણું:—માવજી પ્રેમજીના ત્રણ બંગલા
મુ. ઘાટકોપર જીલ્લે થાણા,
જી. આઈ. પી. રેલ્વે.

---

વીસમી સદી કાર્યાલય.
સેમ્યુઅલ ક્રોસ લેન, માંડવી બંદર નં. ૩
મુંબઇ બંદર.

આ પુસ્તક 'દેશી મીત્ર' પ્રેસ સુરતમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું અને તેના લેખક અમૃતલાલ રતનજી ત્રિવેદીએ પોતાનાં માટે મુંબઇમાં 'બેવડીમોજ' કાર્યાલય મારફતે પ્રગટ કર્યું.



શ્રીમાન શેઠ આહમદભાઈ હાજીહુસેન હાજીઈસાક

# સમર્પણ

સાહિત્ય વિશારદ, સરસ્વતી ઉપાસક, કળા કૌશલ્યના દિવ્ય ગુણો અંગીકાર કરી સાહિત્ય પ્રીયજનો અને વિદ્યાકળાના પુજારી-ઓને પ્રકાશમાં લાવનારઃ—

શ્રીમાન શેઠ,

**આહમદભાઈ હાજીહુસેન હાજીઈસાક**

મુંબઇ બંદર.

આપની સાહીત્ય તરફની પ્રીતિ અને સખી દરી-~~યા~~ દીલથી તમોએ મારા જેવા એક નવીન લેખકને દ્રવ્યની તથા તમારી અમુલ્ય સલાહની મદદ આપી જગતની જાણુમા લાવવાને ઉત્તેજન આપ્યું છે તે માટે તમારા પ્રત્યેના પ્રેમ અને મમતાની લાગણીને વશ થઇ હું મારો આ અલ્પ પ્રયાસ આપના કર કમળમાં સમર્પિત કરી તમોએ મારા પ્રત્યે બતાવેલી લાગણીનો ભારયત કિંચિંત ઓછો કરવા પ્રયત્ન કરૂં છું.

આપનો....

અમૃતલાલ રતનજી ત્રિવેદી

# પ્રસ્તાવના.

આ ટૂંકને રસીલી વાર્તાના લેખક બાવીસ ત્રેવીસ વરસના એક ઉગતા લેખક છે. જાહેરકાર્ય કર્તા છે, કારણ કે ઘાટકોપર યંગમેન્સ એસોસીએશનના સંચાલક છે. યાત્રા તથા તીર્થનાં સ્થળોપર દ્રષ્ટિગોચર થતા અનાચાર નજરે જોઇ એમને ઘણું લાગી આવ્યું અને એ અનાચારનો ઉલ્લેખ જો વાર્તારૂપે કરવામાં આવે તો એક સાધારણ નિબંધ કરતાં વાંચકોને વિશેશ રૂચીકર થઇ પડે એમ ધારી ત્યાં થતા ઘણી જાતના દુરાચારોની એક જાતને એમણે વાર્તાનું રૂપ આપ્યું અને તે વાર્તા તે 'હંસા યાને મઠનો ભેદ' વાર્તાનું વસ્તુ બહુ ઉત્તમ છે. ગમે તેટલાં પણ કષ્ટ ખમી એક હિન્દુ સ્ત્રી પોતાના દુરાચારી પતિને સુધારવા મથે છે, અને અંતે તેની—એક આદર્શ હિન્દુ સ્ત્રીની—મુરાદબર આવે છે. એમાં વર્ણવેલા ભયંકર બનાવોથી એ સદગુણી સ્ત્રી ડરી જતી નથી પરંતુ એના માર્ગમાં જેમ જેમ મુશ્કેલીઓ વધતી જાય છે, તેમ તેમ એની કાર્યદક્ષતા વધતી જાય છે. આમાંથી આપણી હિન્દુ ગૃહીણીને ઘણો સારો પાઠ શીખવાનો મળેછે.

વાર્તા બોધક છે. વળી હાલના જમાનાને અનુસરી લખાઇ છે. જંગલ, નદી, શહેર, મઠ વિગેરેનાં વર્ણનો ધ્યાન ખેંચે એવાં છે. એમાં દર્શાવેલા બનાવટી સાધુના પરાક્રમોનો ઇજારો હાલનાજ જમાનાએ લીધો છે એવું નથી એ દુષ્ટતાતો દુનીઆ જેટલી જુની છે તેટલીજ જુની છે, પરંતુ તેથી કાંઇ એમ કહેવાય નહીં કે તેથી

તેની હસ્તી બાબત કોઇએ બેપરવા કે બેદરકાર રહેવું. એ દુષ્ટતાનો ચિતાર તો જેટલી વખત ચિતરાય તેટલી વખત ચિતરવોજ જોઇએઃ જેટલો ચિતરાય તેટલો થોડો, કારણકે એને વિશે જરાએ વિસ્મૃતી થવી ન જોઇએ. ઘણાં પુસ્તકો, ઘણા દાખલા, ઘણા અનુભવો છતાં પણ એ શઠતા, એ દુષ્ટતા તો હજુ જેવી આગળ આબાદી ભોગવતી હતી તેવીજ ભોગવે છે, તો પછી એ વિશે વારંવાર ઉહાપોહ ન થતો રહે તો એનાં અનિષ્ટ પરિણામો હદ બહાર જાય, માટે આવા પુસ્તકોની હંમેશ જરૂર રહેવાની.

વાર્તાના ગુણદોષનું તોલ કરવાની આ જગા નથી. પરંતુ લખાણમાં બધેજ સાદા એટલે કે અઘરા નહિ તેવા શબ્દો વપરાયા છે ને સાધારણ કોટીના વાંચકો, કે જેને માટેજ એ વાર્તા લખાયેલી છે, તેમનો રસ એવી સતત રીતે જળવાઇ રહ્યો છે કે જોકે તેમાં બતાવેલા બનાવો બધાજ કુદરતી નથી તો પણ તેમાં તે રસ જાળવવામાં કોઇ રીતની ખાંપણ આવતી નથી,

મુંબઈ
તા. ૨૯ મી જુન ૧૯૨૭ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# લેખકના બે બોલ.

વાંચકો !

આપની સમક્ષ મારી અલ્પ બુદ્ધી પ્રમાણે મેં જે આ નવલ કથા મુકી છે તે લખવાનું જ્યારે હું યાત્રા નિમી-તે યાત્રાના સ્થળોએ ગયો હતો ત્યારે ત્યાં ધર્મના નામે ભોળા શ્રદ્ધાળુ યાત્રિકોને, સાધુ, સન્યાસી, અને મહારાજો કેવા આડંબર તથા ધર્મના બ્હાના નીચે ફસાવી ભોળો અજ્ઞાન યાત્રાળુઓના ધનનો દુર્વ્યય કરે છે, તે ઉપરાંત કેટલીક ભોળી સ્ત્રીઓને ધર્મના બ્હાના નીચે પોતાની વિષય લાલસા પોશવાને પોતાનું કેવી રીતે હથીઆર બનાવે છે તે દ્રશ્યો જોયા પછી આવુંજ કાંઇ નવલ કથાની ગુંથણીમાં ગુંથી પ્રજા સમક્ષ મુકવાનું મને યોગ્ય લાગવાથી મારી આ નવલ કથાની મેં ફુલ ગુંથણી કરી છે.

જો વાંચકો, આ નવલ કથા વાંચી તેવા ધર્મના નામે અજ્ઞાન, અંધ શ્રદ્ધાળુ, ભાવીકભકતો પર તગડ ધિન્ના કરનારા સાધુ, સન્યાસી કે ધર્માચાર્યના પાસમાં નહીં ફસાય અને ખોટી અંધશ્રદ્ધા દુર કરી તેવા સાધુ, સંન્યાસી કે ધર્માચાર્ય કે જેઓ સમાજમાં પાપ સમાન છે તેઓને સુધારવા પ્રયત્ન કરશે તો હું મારો આ પ્રયત્ન સફળ થયો સમજીશ.

પુસ્તક છાપવા, છપાવવા, કે અન્ય રીતે મદદ કરનારાઓનો જો હું અહીં ઉપકાર ન માનું તો હું નગુણો કહેવારૂં માટે જો તેઓનો હું આ સ્થળે ઉપકાર માનું તો અસ્થાનેતો નહીંજ ગણાય.

રા. સાકરલાલ મગનલાલ કાપડીયા (મધુકર) તેઓએ મારા પ્રથમ પ્રયાસના લેખો લઇ, સુધારી, છાપીને મને આગળ લખવાનો જે ઉત્સાહ આપ્યો છે તે માટે હું તેમનો આભારી છું, આવડી મોટી નવલ કથા લખી શકયો. તેનું માન પણ તેમને તથા પ્રભુદાસ લાધાભાઇ મોદી કે જેમનો મારે હજુ ઉપકાર માનવાનો છે તેમને ઘટે છે. કારણ કે જ્યારે મેં પ્રથમ લખવાનું શરૂ કર્યું ત્યારે રા. મધુકરજ મને લેખન શૈલી વિશે વારંવાર સુચના આપતા હતા.

રા. પ્રભુદાસ લાધાભાઇ મોદીએ મારી આ નવલકથા વિશેષ ઉત્સાહીત કર્યો છે અને જગતની જાણુમાં મારા જેવા એક નવીન લેખકને મુકયો છે તે માટે તેમનો પણ મારા ઉપરનો ઉપકાર કાંઇ ઓછો ન ગણાય તેથી હું રા. મધુકર તથા રા. પ્રભુદાસ લાધાભાઇ મોદીનો હરહંમેશનો આભારી રહીશ આ ઉપરાંત રા. વરતેજવાળા મનહર સંપાદક, ભેવડી મોજ રા. સાકી તથા રામચંદ્ર ગણુપતરામ દવે વિગેરે જે જે ભાઇઓએ મારા પ્રત્યેની તેમની પ્રેમાળ લાગણીને લીધે આ નવલકથા છપાવવામાં તેના પ્રુફો સુધારવામાં વિગેરે હરકાઇ કાર્યમાં તેમની કીંમતી સલાહ આપી છે તે માટે તેઓ સર્વનો હું આભારી છું.

મુંબઇની સ્મોલકોઝીઝ કોર્ટના વડા ન્યાયાધિશ સાક્ષર રત્ન કૃષ્ણુ-લાલ મોહનલાલ ઝવેરીએ પ્રસ્તાવના લખી આપી મારા પ્રત્યે જે પ્રેમ ભરી લાગણી જતાવી છે તે માટે તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

વીસમી સદીના પ્રખ્યાત સ્વ. માલીક શેઠ હાજીમહમદ શેઠના સુપુત્ર ભાઇ ગુલામહુસેને પુસ્તક છપાવવા તથા તેને આકર્ષક કરવા

માટે ઉદાર દીલે તેમણે મને જેજે ઉપયોગી સુચનાઓ આપી છે તે માટે તેમનો પણ આભારી છું.

વિના મુલ્યે ચિત્રો કાઢી આપવા માટે ચિત્રકાર ભાઇ પંડયાનો ઉપકાર માનું છું.

રા. વસનજી આણંદજી કાનાબાર કે જેઓ મારા એક મીત્ર અને હિતેચ્છુ છે તેઓએ જ્યારથી હું અપકવ ન્હાની ન્હાની વાર્તાઓ લખતો હતો ત્યારથી મારી તે વાર્તાઓ પોતે સંસ્કારી હોવા છતાં કંટાળ્યા સીવાય સાંભળી મારા ઉત્સાહને વધાર્યેજ ગયા છે અને મને વારંવાર મોટી નવલકથા લખવાની સલાહ આપતા હતા તેમની તે સલાહના ફળ રૂપેજ આ નવલ કથા હોવાથી તેઓનો તથા મને અન્ય રીતે મદદ આપનાર મારા સર્વહિતેચ્છુઓનો આભાર માનુ છું.

છેવટે આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી જે ભુલચુક રહી ગઇ હોય તેનો હંસક્ષીર ન્યાયે વાંચકો ન્યાય કરી મને દર ગુજર કરશે તેવી મારી તેઓ પ્રત્યે વીનંતિ છે. અસ્તુ.

| | |
|---|---|
| અસાડ શુદ ૧૫ સંવત ૧૯૮૩<br>તા. ૧૪-૭-૧૯૨૭<br>માવજી પ્રેમજીના ત્રણ બંગલા<br>ઘાટકોપર જીલ્લો થાણા<br>જી. આઇ. પી. રેલ્વે. | અમૃતલાલ રતનજી ત્રિવેદી |

# અનુક્રમણિકા.



# હંસા યાને મઠનો ભેદ.

## પ્રકરણ ૧ લું.

### હંસાનું હરણ.

શ્રાવણ માસમાં વિંધ્યાચળમાં અપૂર્વ આનંદ સર્વત્ર છવાઇ રહે છે. પર્વતના શૃંગોથી વસી રહેલા પહાડી સ્થાનને લીધે આ પ્રદેશ માંહેના નદી, નાળા વિગેરે પાણીથી ભરાયેલા દ્રષ્ટિગોચર થાય છે. જે દિશા તરફ નજર કરો તે દિશામાં મનને આકર્ષક હૃદયમાં આનંદની ઉર્મિઓ ઉછળાવે તેવો મનોમુગ્ધ દેખાવ આપણી નજર સમક્ષ ઉપસ્થિત થતો જણાય છે. વર્ષાઋતુને લીધે જમીનપરના ઉગેલા લીલાછમ જેવા ઘાસથી જમીન ઢંકાઇ ગયલી હોવાથી નજ ને તથા મનને ગમતા કુદરતના ભિન્ન ભિન્ન દ્રષ્યો જોનારના મનને એઘડી આનંદ આપનાર નીવડે છે. એક બાજુ પતિતપાવની મહામાયા, જગતજનની ભાગીરથી પુણ્ય સલિલના પ્રબળ વેગે કળકળ કરતી વહી રહી છે. પાણીના કળકળ વહેતા નાદથી થતા કાનને

આનંદ આપે તેવા ભણકાર ભ્રમીતના પણ ભ્રમને હરી લેતા હતા. અનીલ રાજ પણ ધીમે ધીમે થાકથી લોથપોથ થઇ ગયેલા, કાર્યના બોજાથી કચડાઇ ગયેલાને આશીર્વાદસમ ધીમે ધીમે વહેતો આસપાસ ઉગેલા પુલો તથા કુંજોમાં ગેલ કરતો વહી રહ્યો છે. બીજી બાજુ પહાડમાંના સર્વ નદી, નાળાં તથા ઝરાઓ વેગથી વહી રહ્યા છે. પહાડી દ્રષ્ય વરસાદના દીવસોમાં અત્યંત મનોહર લાગતું હતું. આ આ વખતે અધિક આનંદ અને પ્રસન્નતાની વાત તો એ છે કે, છેક દૂર દૂરના સ્થળેથી પણ અનેક મનુષ્યો જગત જનની વિંધ્યાવાસીનીના પવિત્ર દર્શન કરવાને સારૂં હજારોમાં ચાલી આવે છે, વિંધ્યાચળની નાનકડી વસ્તી હજારો મનુષ્યોના આગમનની ભીડથી જેવી રીતે સમુદ્રમાં ભરતી આવે તેવી રીતે આ સમયે ઉભરાય જાય છે. જ્યાં જ્યાં નજર ફેંકો ત્યાં ત્યાં તમોને આનંદ અને પરમાનંદની આનંદજનક છબીજ નજરે પડશે. સર્વજનો આનંદનાં ગરક થઇ માતાના સ્તોત્રો ઉચ્ચારતા સર્વત્ર વિહાર કરી રહ્યા છે. આ સમયે વિંધ્યાચળ એટલે આનંદનું ધામ, વિંધ્યાચળ એટલે મનુષ્યોના મેદનીનો પર્વત, વિંધ્યાચળ એટલે દેશ વિદેશના મનુષ્યોનું સંગ્રહસ્થાન, વિંધ્યાચળ એટલે જુદી જુદી ભાષાઓ ભણવાની પાઠશાળા. જ્યાં નજર ફેંકો ત્યાં વિધવિધ જાતીના મનુષ્યો, વિવિધ ભાષાઓ તથા અનેક પ્રકારના પહેરવેશ તમારી નજરે પડયા સીવાય રહેજ નહી. તેમાં એક તો પહાડી સ્થાન, વર્ષાના દિવસ, મેળાની ધુમ પછી તો વિંધ્યાચળના પ્રદેશની કલ્પનાના ઘોડા વિષ પુછવુંજ શું?

આ સમયપર જુદા જુદા રાજ્યના અનેક રાજા મહારાજાઓ તથા જમીનદારો કુદરતના દેખાવોનું અવલોકન કરવા તથા બેઘડી શ્રમથી થાકી ગયેલા મગજને શાંતિ આપવા તથા પુનિત વિંધ્યા-

વાસીનીના દર્શન કરવા આવતા હતા. આમાં સ્વાર્થ સાથે પરમાર્થ પણ હતો.

આ સમય ઉપર એક વખતે રામનગરના જમીનદાર વીરભદ્રસિંહ પણ તેમની સોળ વર્ષની નવયૌવના પુત્રિ હંસા સાથે બેઘડી કુદરતનું અવલોકન કરી અને આનંદ મેળવવા સાથે સાથે માતાજીના દર્શનનો પણ લાભ મળતો હોવાથી આવ્યા હતા. માતાજીના દર્શન કરી લીલીછમ હરીયળી ધરતીના તથા વર્ષાઋતુના મનોહર દ્રષ્યને નિહાળતા તેઓ ધીમે ધીમે તેમનો પ્રવાસ આગળ ચલાવતાં હતાં તેવામાં એક દિવસ મધ્યાન્હના સમયે કોઇ સ્થળે તેમને જળાશય નાહ મળવાથી તેઓ તેમનો પ્રવાસ આગળજ ચલાવ્યે જતા હતા. તેવામાં થોડેક દૂર ગયા પછી વીરભદ્રસિંહની દ્રષ્ટિએ એક મનોહર તળાવ પડયું. સર્વને લઇને તેઓ અલ્પ સમયમાંજ ત્યાં આવી પહોંચ્યા. ત્યાં આવી પહોંચતાં જુએ છે તો સ્વચ્છ જળથી સરોવર ભર્યું છે. અને તેની પાસે એક ન્હાનો બગીચો પણ અત્યારે તેની અંદર ઉગેલા ફુલોના મઘમઘાટથી બહેકી રહ્યો હતો. આ સ્થળ જોતાંજ વીરભદ્રસિંહને ઘણોજ આનંદ થયો આજુબાજુનું ઘાસ કાપી સર્વ નાસ્તો કરવા લાગ્યાં. નાસ્તો કરી પરવાર્યા પછી મધુરા પવનની લહેરાઓ આવતી હોવાથી વીરભદ્રસિંહે મુસાફરીના પરિશ્રમને દૂર કરવા માટે જરા નિદ્રા લેવાનું યોગ્ય ધાર્યું તેથી તેની સાથેના માણસોને સાવધ રહેવાનું કહી તે પથારીમાં પડયો પડયો મધુરા અનીલરાજના લ્હેરીઓના આનંદનો ઉપભોગ કરતો તથા વર્ષાઋતુના સૌંદર્યને નીરખતો નિદ્રાધીન થઇ ગયો. પીતાને નિદ્રાધીન થયેલ જોઇ હંસા સરોવર પાસે આવેલા ન્હાના ઉધ્યાનમાં આવી પહોચી. હંસા અત્યારે નવયૌવનમાં આવી ગઇ હતી. તેના સુકોમળ અવયવો તેનું

સ્વરૂપ, સુંદર મુખચંદ્ર, તેની કાળી ભમર જેવી કામદેવના બાણની સ્પર્ધા કરતી ઝાકીઓ કેઇ નવયુવાનને ભસ્મીત કરવાને પૂરતી હતી. હંસા સ્વરૂપમાં તો મેનકા કે ઉર્વશીની સ્પર્ધા કરતી હોય તેમ જણાતુ હતું. પગમા પહેરેલા નુપુર તેના ચાલવાથી કાનને પ્રિય શબ્દો કાઢી, અન્યના હૃદયને તે તરફ આકર્ષતું હતું. હંસાએ અત્યારે નીલવર્ણના ચણીયા ઉપર ગુલાબી રંગની ઓઢણી ઓઢી હતી. અત્યારે હંસાનું સૈંદર્ય અવનવું ખીલી રહ્યું હતું. ઉદ્યાનમાં પ્રવેશી હંસા ત્યા ખુશ્બો પ્રસગાવતા કુસુમોને ચુંટી તેના કાળા સર્પ જેવા અંબોડામાં ખોસવા લાગી. થોડાક પુષ્પોને અંબોડામા સ્થાન આપ્યા પછી જુદી જુદી જાતીના ફુલો એકઠા કરી હાર ગુંથવા લાગી. પુષ્પોનો હાર ગુંથતા ગુંથતા તથા મધ્યાન્હનો સમય હોવાથી અનીલરાજની મીઠી લહરીઓમાં અવનવા પુષ્પોની સુગંધથી તેનું મગજ તર થવાથી થોડા સમયમાં ત્યાંજ નિંદ્રાધીન થઇ ગઇ.

હજુ તેને નિંદ્રાધીન થયાને થોડોજ સમય થયો હશે તેવામાં ત્યાં એક મનુષ્ય કે જેણે કપાળમાં તીલક કરેલું છે, શરીરપર ફક્ત ભગવી કંથા ધારણ કરેલી છે. જેણે પગમા ચાંખડાઓ પહેરી છે. દેખાવ ઉપરથી તો કોઇ સાધુ પુરૂષ હોય તેવું જણાય છે તેવો માણસ આવી પહોચ્યો. સરોવરમાંથી મોઢું જળ પીધા પછી તે જેવો ઉદ્યાન તરફ જવા જાય છે કે, તત્તક્ષણ તેની નજર અતુલ સ્વરૂપવંતી નિંદ્રાધીન હંસાપર પડી. તે હંસાને જોતાંજ એકાએક બોલી ઉઠયો કે ઓહ! આવું સૌંદર્યશાળી બુલબુલ જંગલમા કયાથી? સ્વરૂપમાં તો જાણે મન્મથની બીજી રતીજ. બસ હવે આ સુંદરીને કેઇ પણ રીતે મારે કબજે કરવીજ જોઇશે તે માયેલીએ મન દીવાને બનાવ્યો છે. આમ કહી તેણે ત્રણ તાળી પાડી કે તરતજ બે મનુષ્યો તેના પાસે

આવી બોલી ઊઠયા "ગુરૂજી શું આજ્ઞા છે?"

આ સ્વરૂપ સુંદર રંભને, આ બાગના બુલબુલને મઠમાં લઇ જાવ. તે આવનાર વ્યક્ત કે જેનું નામ અતીતાનંદ હતું, તે નદ્રાધીન હંસાને તેના સેવકોને બતાવતાં બોલી ઉઠ્યો.

વાંચક! તું કદાચ એઘડી મનમાં વિચાર કરશે કે સાધુ પુરૂષ જેવો બહારથી દેખાતો આ મહાત્મા કોણ હશે. તો તને એટલુંજ કહેવું અત્યારે પૂરતું છે કે અતીતાનંદ સાધુ પુરૂષ નહિ હતો પરંતુ પોતાની કેટલીયે ઇચ્છાઓ આ વેશમાં પુર્ણ થતી હોવાથી તે સાધુનાજ વેશમાં રહેતો હતો, પરંતુ ખરી રીતે તો તે સાધુના વેશમાં શયતાન હતો. ઉપરથી મહાત્મા હેવાનો દાવો કરતો. તે અનીતિના માર્ગમાં પારોમ કરીને ઝુકાવતો હતો. બહારથી જણાતો સાધુ મહારાજ કે મહાત્મા, જે કહો તેવો અતીતાનંદ અંદરખાને મદીરા તથા સ્ત્રી સેવનમાં રચ્યો પચ્યોજ રહેતો હતો. હંસા તેની દ્રષ્ટિએ પડતાંજ તેના મનમાં વિકાર ઉત્પન્ન થયો, અને પોતાના વિકારની તૃપ્તી માટે તેણે તેના સેવકોને હંસાને મઠમાં લઇ જવાનો હુકમ ફરમાવ્યો.

અતીતાનંદની આજ્ઞાથી તેના સેવકો જેવા હંસા પાસે જઇ પહોંચ્યા કે, તરતજ એકાએક હંસાની આંખ ઉઘડી ગઇ. તે કોઇ અપરિચિત માણસોને તેની પાસે આવેલા જોઇ ગભરાઇ ગઇ અને બુમો પાડવા લાગી. હંસાની બુમો સાંભળી વીરભદ્રસિંહ પણ નિદ્રામાંથી જાગૃત થઇ ગયો અને તેના સેવકોની સાથે જે દિશામાંથી બુમો આવતી હતી તે તરફ સત્વરે ચલ્યો ગયો.

આ સમયે જ્યારે વીરભદ્રસિંહ હંસા પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે આઠ દશ શસ્ત્રધારી મનુષ્યો અને એક ભગવાં કફની ધારી સાધુને ત્યાં ઉભેલા જોયા. પીતાને જોતાં હંસા તેના પીતા પાસે દોડી ગઇ.

સ્વામી અતીતાનંદે તેના સેવકોને આવનાર પર તુટી પડવાનો હુકમ કર્યો. અતીતાનંદના શબ્દને જેઓ વેદ વાકય સમજતા હતા, તેઓ અતીતાનંદનો હુકમ થતાંજ હંસાના સ્હાયકો પર તુટી પડયાં. વીરભદ્રસીંહ પણ તેની લાંબી નાગણની ફેણ જેવી સમશેર કાઢી શત્રુઓનો ભેટો કરવાને તૈયાર હતો. થોડો સમય વીરભદ્રસીંહ. તેના સૈનીકો અને સ્વામી અતીતાનંદના અનુયાયીઓ વચ્ચે ભયંકર ધીંગાણું થયું. પરંતુ તેઓ અતીતાનંદના વધ્યા જતા અનુયાયીઓ સામે ટક્કર ઝીલી શકયા નહતા. વીરભદ્રસીંહ પણ એકાએક તની પીઠમાં ઘા પડવાથી બેશુદ્ધ થઇને પડી ગયો.

હંસાને રડતી કકળતી લઇને સ્વામી અતીતાનંદના અનુયાયીઓના ચાલ્યા જવા બાદ અતીતાનંદ પણ ચાંખડીઓ પટપટ કરતો કયાંય ચાલ્યો ગયો.

થોડો સમય પછી જ્યારે વીરભદ્રસિંહ મુર્છામાંથી જાગૃત થયો ત્યારે ત્યાં હંસા કે તેનાં સૈનીક કોઇને નહિં જોતાં સત્વરે તેની જાગીર તરફ જઇ હંસાની તપાસ કરવાનો વીચાર કરી તે તરફ ચાલ્યો ગયો.

આ બાજુ હંસાને લઇ જતા અતીતાનંદના માણસો પ્રત્યે હંસા ઘણાજ કાકલુદી ભર્યા સ્વરે આજીજી કરતી હતી. પરંતુ કોઇ તેના બોલવા પર ધ્યાન નહીં આપતાં તેમનો માર્ગ કાપ્યા જતા હતા, આવી રીતે એકાદ કલાક ચાલ્યા પછી તેઓ એક સ્થળે આવી પહોંચ્યા અને અતીતાનંદ સ્વામીના આગમનની રાહ જોતાં નાસ્તાં પાણીને ઇન્સાફ આપવા લાગી ગયા.

સર્વ કોઇ તેમના કાર્યથી પરવારી ગયા પછી થોડાજ સમયમાં આપણો પૂર્વ પરિચિત રૂષ્ટપુષ્ટ સાધુવેશધરી શયતાનના કામો

કરતો નર રાક્ષસ લુંટારાઓનો સરદાર અતીતાનંદ સ્વામી ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ સર્વ કોઇ નમન કરી તેની આજ્ઞાની રાહ જોતાં ઉભા રહ્યા.

થોડો સમય શાંતિનું સામ્રાજ્ય ફેલાયા પછી તે ટોળીનો સરદાર સાધુના વેશમાં રહેલા શયતાન પ્રત્યે બોલી ઉઠયો સ્વામીજી આ પરીને કયાં રાખવાની છે?

'હાલ તુરત તો તેને કારાગ્રહમાં લઇ જાવ. આટલુંજ કહીને તે ઉપરથી સફેદ પણ અંદર કાજળ સમાન ઠગ ઢોંગી ધર્મી ધુતારો આંખડીઓ ખખડાવતો ચાલ્યો ગયો.

અતીતાનંદ સ્વામીના ચાલ્યા ગયા પછી તેના અનુયાયીઓ હંસાને લઇને કારાગ્રહ તરફ રવાના થઇ ગયા.



# પ્રકરણ ૨ જું.



## રંગમાં ભંગ.

ઇંદ્રનગરના રસ્તાઓપર પાણીનો છંટકાવ થઇ રહ્યો છે. સર્વત્ર જ્યાં નજર ફેંકો ત્યાં રંગબેરંગી ધ્વજાઓ ફરકી રહી છે. વેપારીઓ પણ આજે દુકાનને શણગારી રહ્યા છે. જન સમાજમાં પણ આજે આનંદ આનંદ છવાઇ રહ્યો છે. આજે કાંઇ માંગળીક કાર્ય થવાનું હશે તેના આ શુભ ચીન્હો જણાતા હતા. રાજ મહેલમાં દાસદાસીઓ નવીન પોશાક પહેરી આમ તેમ ફરી રહ્યા છે. રાજ્ય મહેલના મેદાનમાં લશ્કરના માણસો પણ કવાયત કરી રહ્યા છે. સર્વત્ર

આનંદ આનંદ થઇ રહ્યો છે. ચાલ વાંચક! આપણે પણ આ આનંદનું કારણ જાણવાને ત્યાં જઇએ બાટ ચારણો દુવાઇઓ ગાઇ રહ્યા છે ને પરથી માલમ પડે છે કે, આજે યુવરાજનો જન્મોત્સવ છે.

આઠ વાગ્યાના સમય થયે સર્વ અધિકારી મંડળ ધીરેધીરે કચેરીમા શુશોભીત વસ્ત્રો પહેરી આવવા લાગ્યાં. સર્વનાં આવી ગયા પછી મહારાજા સુરેન્દ્રસીંહ (યુવરાજ લાવણ્યસીંહના સાથે કચેરીમાં આવી પહોચતા) કચેરીમાં યુવરાજની સાથે આવી પહોંચતાંજ સર્વ પ્રજાજનોએ તેમને હર્ષનાદથ વધાવી લીધા. કચેરીમાં પગ મુકયો કે, તરતજ તેમના માનમાં તોપોના ધડાકા થવા લાગ્યા.

રાજ્ય ગોરે આવી સ્વસ્તિ વાચન કર્યા પછી નાચ મુજરો થવાનું ચાલુ થયું. નાચ મુજરાના કાર્યમાંથી પરવાર્યા કે તરતજ સુરેન્દ્રસીંહે રાજ્યના નોકર ચાકરોને માન અકરામ આપવાના કાર્યનો આરંભ કરી દીધો. માન અકરામના કામને પુરૂં કરી સુરેન્દ્રસીંહ પ્રધાનને નીચે મુજબ હુકમ ફરમાવવા લગ્યો. રાજ્યના પીડીત, અંધ, અપંગ-જનો રાજ્યના ખર્ચે સેવા શ્રમમાં રાખવા યુવરાજના જન્મોત્સવ નીમીત્તે સેવાશ્રમ ખોલવું, રાજ્યની અનાથ વિધવા બાઇઓને ધાન્યની ગુપ્ત રીતે મદદ કરવી, રાજ્યના દરેક વિદ્યાર્થીઓને મફત પુસ્તકો આપવા અને મફત શીક્ષણ મળે તે માટે રાજ્યના ખર્ચે શાળાઓ ખોલવી, રાજ્યના ગરીબ ખેડુતોને મફતી રાહતો આપી તેમને ખેતી-વાડીનુ જ્ઞાન આપવા પ્રયાસ કરવો અને તેમના પરનું રાજ્યનું લેણું માફ કરવું. આ સર્વ કાર્યમાંથી પરવારીને મહારાજાએ યુવરાજને પ્રશ્ન કર્યો કે રાજ્યનું ભુષણ શું?

પીતાનો પ્રશ્ન સાંભળી યુવરાજે ઘણીજ નમ્રતાથી ઉત્તર આપ્યો કે, 'બાપુ પ્રજા એજ રાજ્યનું ખરૂં અંગ છે માટે પ્રજાનું પુત્રવત

રક્ષણ કરવું તે દરેક રાજ્યકર્તાનો ધર્મ છે. પ્રજાની ઉન્નતિ અને વિકાસમાંજ રાજ્યનો લાભ છે. રાજાએ રાજ્ય ધનને સાર્વજનીક માની તેનો દુરૂપયોગ નહી કરતાં, સદા સદુપયોગ કરવાજ પ્રયત્ન કરવો પોતાના ન્યાય ઉજવળ અને કલંક હીન રાખવો તેમાંજ રાજ્યનું ભૂષણ છે.'

યુવરાજનો ઉત્તર સાંભળી સુરેન્દ્રસીંહની છાતી ગજ ગજ ઉછળવા લાગી. પ્રજાજનોએ તો તેને તાળીઓના હર્ષનાદથી વધવી લીધો. આવી રીતે જ્યાં સભામાં આનંદ અને બસ આનંદનુંજ સામ્રાજ્ય પ્રસરાઇ ગયું હતું. ત્યા કોણ કહી શકે કે. શોકનું પણ ઝરણું આવી પહોંચશે! હશે. જેવી પ્રભુ ઇચ્છા! સર્વ લોકોના મોઢામાથી આનંદના ઉદ્‌ગારો નીકળી રહ્યા છે. તેવામાં એકાએક સીપાઇ ત્યાં આવી પહોંચ્યો. જેનું મોઢું ધુળથી ભરાઇ ગયું હતું. એટલે અનુમાન થઇ શકતું હતું કે, તે દુરથી આવ્યો હોય. તે આવીને નમ્રતાથી વીરમદે આપેલો કાગળ સુરેન્દ્રસીંહને આપીને એક બાજુ ઉભો રહ્યો. દિવાને પત્ર લઇને વાંચવાનું શરૂ કર્યું. હંસા કુમારીના હરણના સમાચાર સાંભળાને એક પળ પહેલાં જ્યાં આનંદ આનંદ છવાઇ રહ્યો હતો ત્યાં શોકનું સામ્રાજ્ય પ્રસરાઇ ગયું ઈન્દ્રનગરની રાજ્ય કચેરીમાં રંગમાં ભંગ પડ્યો.

યુવરાજ લાવણ્યસીંહ તો આ સમાચાર સાંભળતાંજ તેના પ્રેમી હૃદયને આઘાત લાગવાથી અને તે આઘાત સહન નહી થવાથી દીવાનાની માફક બકવા લાગ્યો કે, હંસ! પ્યારી હંસા તું મને તજીને ક્યાં ચાલી ગઇ. જો, જો આ તારો પ્રેમી તારા વિરહમાં કેટલો દુઃખી થાય છે બેચાર માસે તને મળવાની આશા હતી તે પણ હવે છુંદાઇ ગઇ. હંસા! અવું છું, અવું છું, આકાશ ને પાતાળ

એક કરી તને શોધી કાઢવા જલદી આવું છું. આમ બોલતાં તે ઘડીકમાં ખડખડાટ હસવા લાગી જતો હતો. ઘડીકમાં રડતો હતો અને ઘડીકમાં ક્રોધીત બની જમીનપર પગ પછાડતો આમ તેમ ફરવા લાગ્યો.

યુવરાજની આવી ઉન્નમત દશા જોઇ મહારાજા સુરેન્દ્રસીંહ ઘણુજ દુઃખી થતા હતા. પણ કરે શું ? પ્રજાજનો યુવરાજની આ દશા સહન કરી શકતા ન હતા.

થોડા સમય પછી જ્યારે યુવરાજનું મગજ ઠેકાણે આવ્યું ત્યારે મહારાજા લાવણ્યસીંહ પ્રત્યે બોલી ઉઠયા ! કુમાર ઘેલાઇ ના કર, હંસા જેવી તને બીજી પરણાવીશું.

પીતાજી પ્રેમ શું છે તે તમો સમજો છો કે ?

મહારાજા સુરેન્દ્રસીંહે જોયું કે આને સમજાવવાથી કાંઇ ફળ આવનાર નથી. ત્યારે તેઓએ તે સંબંધી કાંઇ નહિ બોલતાં હંસાની શોધમાં માણસો રવાના કરી લાવણ્યસીંહને લઇને ચાલ્યો ગયો.

હંસાને લુંટારાઓ ઉંચકી લઇ ગયાના સમાચાર લાવણ્યસીંહે સાંભળ્યા હતા, ત્યારથી તે બહુજ દુઃખી થતો હતો. હંસાની મનોહર મૂર્તિ ક્ષણે ક્ષણે સાંભરી આવતી હતી તેથી તેને ઘણુંજ દુઃખ થતું હતું.

બીજેજ દીવસે મહારાજા સુરેન્દ્રસીંહ લાવણ્યસીંહને લઇને વિંધ્યાચળ તરફ તેના દુઃખમાં રાહત મળે તે સારૂ લઇને રવાના થઇ ગયા, પરંતુ ત્યાં ગયા પછી એક બે દીવસમાં કુમાર લાવણ્યસીંહ એકાએક કયાંગે ગુમ થઇ ગયો.



 

# પ્રકરણ ત્રીજું.



## પર્વતપર.

શ્રાવણ માસનો સમય હતો, ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો, નિશાપતિના દર્શન થવા મુશ્કેલ હતા, પવન અતી વેગથી વાયા કરતો હતો, ઘડીકમાં વાદળાંઓ ધીરેધીરે ખુલી જતા હતા, અને ઘડીમાં આકાશને તેના આવરણથી કાળું બીંબ કરી મુકતા હતા. જયોત્સના વાદળામાં ડોકયા કરી થોડા થોડા સમયે પ્રકાશ ફેંકી રહી હતી. તેવામાં પવનના ભારી સુસવાટાથી એકાએક ધીમે ધીમે પ્રકાશતા ચંદ્રને વાદળાઓએ ઘેરી લીધો. તેથી પૃથ્વીપર સર્વત્ર ઘોર અંધકાર થોડા સમયને માટે પ્રસરાઇ ગયો. આકાશ ઘનઘોર ઘટાઓથી આચ્છાદીત થઇ ગયું અને થોડા સમયમાં મેઘરાજ ગાજવીજ કરતો ધોધબંધ તુટી પડયો. કેમ જાણે કે પ્રલય કાળજ ઉપસ્થીત કરવાને ન ઇચ્છતો હોય?

આ સમયે એક યુવાન વિંધ્યાચળ પર્વતની કોતર ઉતાવળાથી ચઢતો ચાલ્યો જતો હતો. યુવાન સ્વરૂપ સુંદર હતો. તેની કમરે લટકી રહેલી તલવાર તેના શૌર્યની પ્રશંસા કરતી હોય તેમ જણાતું હતું. તે યુવાન શરીરે સુંદર અને વીર્યશાળી જણાતો હતો.

યુવાન એક પગથીપર ચાલ્યો જતો હતો. વરસાદ વરસતો હોય ત્યારે ઝાડનો આશ્રય લઇ અને વરસાદ બંધ થયે રસ્તો કાપતો તે આગળ વધ્યેજ જતો હતો. તેના હાવભાવ, બારીક નીરક્ષણ અને ચાલવાની ટેવ જોઇ તે કોઇની શોધમાં નીકળ્યો હોય તેમ જણાઇ આવતું હતું.

ઘડીમાં ચાલતો, ઘડીમાં વિશ્રામ લેતો, તે આખરે પર્વતની ટોચ પર જઇ પહોંચ્યો કે તરતજ તેના કર્ણપ્રદેશમાં કોઇ અન્ય દિશામાંથી રણસીંગાનો અવાજ આવતો હોય તેમ સંભળાયો.

રણસીંગાનો અવાજ સાંભળતાંજ એકાએક ચોંકીને તે યુવાન બોલી ઉઠયો. આવા ઘનઘોર જંગલમાં આ પર્વતની શ્રેણીપર રણસીંગાનો અવાજ કયાંથી? હું શુદ્ધિમાં છું કે નહીં? આમ કહી તે શુદ્ધીમાં છે કે નહીં તેની ખાત્રી કરવા તેણે તેનો પોંચો કરડી જોયો. પછી જ્યારે તેને ખાત્રી થઇ કે, તે શુદ્ધમાંજ છે ત્યારે તે બોલી ઉઠયો, નહીં હું બરાબર શુદ્ધિમાં છું. શું મારા કાર્યની સિદ્ધિમાં વિઘ્ન નડશે? હશે! જેવી હરિ ઇચ્છા! આવી રીતે વિચાર કરતો કરતો તે આગળ ચાલ્યો જતો હતે, તેવામાં તેણે ફરીથી રણસીંગાનો અવાજ સંભળાયો. આ વખતે તો અવાજ પણ ક્યાંઇ નજીકમાંથી આવ્યો હોય તેમ જણાયું.

યુવાન એકાગ્ર દ્રષ્ટિથી જે દિશામાંથી અવાજ આવ્યો હતો તે તરફ જોઇ રહ્યો હતો તેવામાં તેણે જે દ્રશ્ય જોયું તેથી તેનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. તે એકદમ તીવ્ર વેગથી તે બાજુ તરફ જવા લાગ્યો. થોડે દૂર જતાં તેણે દૂરથી કેઈ મનુષ્યોને એક અબળા પર બળાત્કાર કરતા તેઓની મશાલના તેજના પ્રકાશમાં જોયા.

આ દ્રશ્ય જોતાં યુવાનના રૂંવેરૂંવા ઉભા થઇ ગયો. પોતાના જીવંના પણ જોખમે અબળાને બચાવવાનો નિશ્ચય કરીને આગળ વધ્યો.

વાચક! આ યુવાન ક્ષત્રીય હતો. તેથી ઉપરનું દ્રશ્ય જોઇ તેના રૂંવેરૂંવા કેમ ઉભા ન થય? કારણ કે બ્રાહ્મણો અને અબળાનું કોઇ પણ પ્રકારે, ગમે તે સંજોગોમાં, જીવના પણ જોખમે રક્ષણ કરવું, તે તેના ક્ષત્રીય તરીકેની ફરજ હતી. પરોપકાર તો તેનું જીવન ધ્યેય

હતો. તેથી તેનાથી ઉપલું દ્રશ્ય જોઇ શકાયું નહીં. એટલે તે જેટલી અને તેટલી શીઘ્રતાએ અબળાપર બળાત્કાર કરતા નરપીશાચો જ્યાં હતા ત્યાં આવી પહોંચ્યો અને તેઓને ઉદ્દેશીને અને ગુસ્સાથી સીંહની સમાન ગર્જી ઉઠયો! ચંડાળો! નર પીશાચો! અબળાને સતાવતા શરમ નથી આવતી ?

તેના આ શબ્દો હજુ પુરા બોલાયાએ નહીં હોય તેવામાં બીજી બાજુથી એક સશસ્ત્ર પુરૂષ કે જેની આકૃતી ભયંકર દેખાતી હતી તે, ત્યાં આવી પહોંચ્યો અને તેના સાથીઓ પ્રત્યે બોલી ઉઠયો, 'કેદ કરો આ ધર્માવતારને' આમ કહીને આપણા પરિચિત યુવાન પ્રત્યે બોલી ઉઠયો, કેમ પરોપકારી સજ્જન! પરોપકાર કરવા જતા જાનજ ગુમાવી બેસશે. આ ભયંકર આકૃતિના શબ્દો સાંભળતાંજ સર્વ તેના પર તીડની માફક તુટી પડયા અને તે યુવાનને બંદીવાન બનાવી દીધો.

જે અબળાનું રક્ષણ કરવા આપણા યુવાને ઝંપલાવ્યું હતું, તે અબળા આ નિર્દય હૃદયના રાક્ષસો પાસે કાલાવાલા કરવા લાગી કે, 'મને બાંધો,' જકડો, તમારી ઇચ્છામાં આવે તેમ કરો, પરંતુ તે યુવાનને છોડી મુકો, ઉપર પ્રમાણે ll અબળાની પ્રાર્થનાને લક્ષ નહીં આપતાં સઘળા ઉભા હતા તેવામાં પોતાનું સઘળું બળ એકઠું કરી તે યુવાને એવો સખ્ત આંચકો માર્યો કે તેને જે બે મનુષ્યોએ પકડી રાખ્યો હતો. તેઓને સખ્ત આઘાત આવવથી નીચે પડી ગયા. આવી રીતે મુક્તિ મેળવી ઘણીજ ચપળતાથી તેણે નીચે પડી ગયેલા બે સીપાઇઓમના એકની તલવાર લઇ તે એકાએક અબળાને સતાવનાર પુરૂષોપર તુટી પડયો. આવી રીતે તે યુવાન અને નરપીશાચો વચ્ચે પ્રચંડ યુદ્ધ થઇ રહ્યું હતું. તેવામાં બીજા દશ વીશ સશસ્ત્ર મનુષ્યો ત્યાં આવી પહોંચ્યા. પોતાના મદદગારને આવી પહોંચેલા જોઇ

બદમાશો જોરમાં આવ્યાં. અપણો યુવાન પણ એકલો હોવા છતાં ઘણીજ બહાદુરીથી લડયો જતો હતો, તેવામાં પાછળથી એકાએક તેની તલવારપર ફટકો પડયો, તેથી તેના હાથમાંથી સમશેર છુટી ગઇ અને તે શસ્ત્રવિહીન થઇ ગયો. તેના હાથમાંથી તલવાર છુટી પડી કે તરતજ દસ પંદર માણસોએ તેને બાંધી લીધો અને તેને બંધીવાન બનાવ્યો.

તે અબળા એક ચિત્તે આ યુવાનનું પરાક્રમ જોઇ રહી હતી. જ્યારે તેણે યુવાનને બંધીવાન થતો જોયો, ત્યારે પાપીઓના પંજામાંથી છુટવાની તેની આશા નીરાશામાં ફેરવાઇ ગઇ. તેનું શરીર વાયુથી હાલતા વૃક્ષની પેઠે કંપી રહ્યું હતું. આંખોમાં અશ્રુની ધારાઓ વહી રહી હતી.

પોતાના રક્ષક યુવાનની આ દશા જોઇ તેનું હૃદય ચીરાઇ જતું હતું. તેથી તે ઘણાજ નમ્ર સ્વરે તે નીર્દય પુરૂષો પ્રત્યે બોલી ઉઠી 'આ યુવાનને છોડી દ્યો. પરમાત્મા તમારૂં કલ્યાણ કરો. હું કાંઇપણ શબ્દ ઉચ્ચાર્યા સીવાય ફક્ત મારૂં રક્ષણ કરવાની ફરજ સમજી જેણે તમારી સાથે લડાઇમાં ઝંપલાવ્યું હતું તેના છુટકારા માટે તમારી સાથે આવવાને તૈયાર છું. જો તમારાં હૃદયમાં ઇશ્વરનો કાંઇપણ ડર હોય, તો મારી પ્રાર્થનાને સ્વીકારી તે યુવાનને છોડી દ્યો.'

રાંડ! તારાજ પાપે મારા બે સાથીઓનો જીવ ગયો. હવે શું તે અમારી પાસેથી છટકી શકશે કે? અમારા સાથીઓનો જીવ ગયો છે તેનો બદલો તે યુવાનના જીવથીજ લેવાશે.' એક લુંટારો બોલી ઉઠયો.

'અરે તેના પ્રાણ તો એવી રીતે લેવામાં આવશે કે તે સાંભળનારનું હૃદય થરથરી ઉઠશે.'

"નહી તેને તો હમણાં કેદમાંજ રાખો તેને તો પહેલાં

ભીષણયાતનાઓની ભઠીમાં પીસી, દુઃખના દાવાનળમાં શીઆવી અમારા માર્ગમાં કાંટો થઇ પડવાથી શું ફળ ભોગવવું પડે છે તેનો ખ્યાલ તે યુવાનને પણ આપવો જોઇએ. આવી ભીષણ યાતનાઓની કડાઇમાં તળાયા પછી તેને સ્વામીજી પાસે ઉભો કરવામાં આવશે અને સ્વામીજી જે ફેંસલો આપશે તેજ આ યુવાનને માટે આખરનો ફેંસલો થશે.

આવી રીતે વાતચીત ચાલતી હતી તેવામાં એકાએક ભીષણકાય, વીકાળ મુખાવીંદવાળો વૃદ્ધ સન્યાસી ત્યાં આવી પહોચ્યો. સર્વ તેને જોઇ નમન કરી ઉભા રહ્યા બાદ તેઓનો સરદાર આગળ આવી સંન્યાસી પ્રત્યે બોલી ઉઠયો.

' ગુરૂ મહારાજ ! અમો આ સ્ત્રીને લઇને મઠ તરફ જતા હતા તેવામાં અમારાપર તુટી પડવાથી અમે આ યુવાનને કેદ કર્યો છે".

"કેમ છોકરા ! હજુ તું મારા નામથી અજ્ઞાત હોય તેમ જણાય છે આ અતીતાનંદના માર્ગમાં આવનાર સદાને માટે પરલોકનો રસ્તો ગ્રહણ કરે છે અથવા તો તે અતીતાનંદનો શીષ્ય થઇ તેના જીવનને ટકાવી શકે છે.

અતીતાનંદના આ શબ્દો સાંભળતાંજ આપણો યુવાન બોલી ઉઠયો. તારા જેવા નર પીશાચની તાબેદારી સ્વીકારવા કરતાં હું મોતને હજાર દરજ્જે ઉત્તમ ગણું છું. શા માટે સાધુના વેશમાં શયતાનીયત કરી સાધુ પુરૂષોના નામને કલંક લગાડે છે ?"

"આ છોકરાને કાળ કોટડીમાં લઇ જાવ અને આ હડીલી બાળાને ભોંયરામાં કેદ કરો." આમ કહી અતીતાનંદ ત્યાંથી ત્વરીત ગતિએ ચાલ્યો ગયો.

અતીતાનંદના ગયા પછી સર્વ કોઇ હંસા અને આપણા પરિચિત યુવાનને લઇ કાળ કોટડી જ્યાં આવેલી હતી તે અતીતાનંદના મઠ તરફ રવાના થઇ ગયા.

# પ્રકરણ ૪ થું.

## પ્રેમ યાચના.

સાંજનો સમય થઇ ગયો છે. હંસા તેના ભાગ્યનો વીચાર કરતી બેઠી છે તેવામાં કાંઇ વીચાર આવવાથી તે એકાએક બોલવા લાગી "શું મારૂં જીવન આમજ પસાર થશે? શું મારા જીવનમાં દુઃખજ ભોગવવું લખાયું હશે? હે પ્રભુ આ નર પીશાચ જેવાં સાધુ મહાત્માના લેબાસમાં રહેતા નર પીશાચના હાથમાંથી મને છોડાવ."

વળી થોડો સમય શાંત રહી તે બોલવા લાગી "હું ખરેખર ભ્રમમાં જુલતી હોઉં તેમ જણાય છે. આ સાધુના વેશમાં છુપાઇ કુકર્મો કરનાર કોઇ નર પીશાચ હોય તેમ જણાય છે. કારણ કે સંતપુરૂષો દુઃખી મનુષ્યનું હંમેશાં કલ્યાણ કરવાજ તત્પર હોય છે; ત્યારે આ વેશધારી સાધુના સ્વાંગમાં છુપાઇ પોતાની રાક્ષસી મહત્વાકાંક્ષાઓ પુર્ણ કરવાના યુક્તિપ્રયુક્તિ કરનાર સફેદ ઠગ જેવાજ જણાય છે. મારે તેના કોઇ પણ જાતની લાલચમાં નહીં ફસાતા મારા શીયળનું કોઇપણ પ્રકારે રક્ષણ કરવુંજ જોઇએ."

હંસા જ્યારે તેના મનમાં આવા સંકલ્પ વિકલ્પના ઘોડા દોડાવી રહી હતી ત્યારે તેજ ક્ષણે કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. ક્ષણ માત્રમાં તો આપણો પૂર્વ પરિચિત સાધુના લેબાશમાં રાક્ષસી કૃત્યો કરતો પોતાની લાલસાઓ તૃપ્ત કરવા જેણે સાધુ અથવા સ્વામીનું નામ ધારણ કર્યું હતું તે દુરાચારી, નિર્દય, લંપટ સમાજની વહુ દીકરીયોના શિયળનું સત્યાનાશ વાળી પોતાના વીષય વાંચ્છનાને

પોષ્યે જતો હતો. તેવો સાક્ષાત્ મુર્તિમાન નર પીશાચ સ્વામી અતીતાનંદ ત્યાં આવી પહોંચ્યો.

અતીતાનંદને જોતાંજ હંસા ભયથી વીહવળ બની સીંહને જોતાંજ મૃગલી જેમ થરથરી ઉઠે તેવી રીતે તેનું સમસ્ત શરીર કંપી ઉઠ્યું. તેના ગાત્ર શીથીલ થઇ ગયા, તેના રૂંવેરૂંવા ઉભા થઇ ગયા, અને ભયથી ધ્રુજતી, અતીતાનંદનો વીકાળ ચહેરો જોતાંજ ગભરાઇ ગએલી હંસા નીચે મોઢે જોઇ રહી.

હંસાને શાંત ઉભેલી જોઇ અતીતાનંદ સ્વામી ભયંકર અવાજે બોલી ઉઠયા કે 'હંસા! પ્રીય હંસા! શું વીચાર કરો છો?

'વીચાર, કહો સ્વામીજી વીચાર શાનો હોય?' હંસાએ ટુંકાણમાં જવાબ આપ્યો.

'હંસા! મન મોહીની હંસા! જ્યારથી તારા દિદારના દર્શન થયાં છે ત્યારથી આ સેવક તમારાપર તેનો જાન પણ કુરબાન કરવાને તૈયાર થયો છે. અતીતાનંદે કહ્યું.

'સ્વામીજી! તમે આશું બોલો છો? સાધુ પુરૂષના મોંઢામાં આ વેણ? આવા શબ્દો ઉચ્ચારી તમોજ એમ બતાવી આપો છો કે તમે એક સંત પુરૂષ, મહાત્માજ નહીં પણ સાધુપણાના આ ડોળ નીચે પોતાની વાસનાઓ પુર્ણ કરનાર વિષય લંપટ કીડા છો.

'એ હઠીલી બાળા' તેં આજે મને હદ ઉપરાંત ઉશ્કેર્યો છે. બોલ હજુ પણ એક વખત ફરીથી પુછું છું કે તારો શું નીશ્ચય છે?

'અતીતાનંદ સ્વામી જ્યાં સુધી આ દેહમાં જીવન છે ત્યાં સુધી મારો નીશ્ચય મક્કમ છે. આ હંસા મોતને ભેટવા તૈયાર છે, પરંતુ શીયળનો ભંગ થવા નહીં દેશે. આ જગતના મનુષ્યોના પિતા સમાન

ગણાતા સાધુ પુરૂષો અને સ્વામીઓ તમારા કુળમાં અત્યારે એક એવા મનુષ્યનો જન્મ થયો છે કે જે તમારી હજારો વર્ષની કરેલી ભુત દયા પર પાણી ફેરવી નાખવાને તૈયાર થયો છે.

તે વિષય લંપટી વીષય સેવવાની વાસનામાં તમારી સદ્કીર્તિનો દુરૂપયોગ કરી રહયો છે. ઓ પરમાત્મા આવા સાધુ પુરૂષોના નામનો દુરૂપયોગ કરનાર નર પીશાચને સત્વરે રસાતળમાં મોકલી આપો આમ કહી હંસા અતીતાનંદ પ્રત્યે જોઇ રહી.

'તું મનાવતા માને તેમ નથી. તને દુઃખરૂપી દાવાનળની ભઠ્ઠીમાં શેકયા સિવાય તું મારી ઇચ્છાને આધીન થવાની નથી માટે સત્વરે દુઃખ સહેવાને તૈયાર થઇ જા' અતીતાનંદ ક્રોધીત સ્વરે બોલી ઊઠયો.

ખરેખર તમે સાધુના વેશમાં શયતાન છો. હા ! જેના દીલમાં દયા નથી તેનો જન્મ વૃથા છે. ઓ સાધુ પુરૂષના વેશમાં રહેલા મનુષ્ય શા માટે આવા ભયાનક કૃત્યો કરી રહયો છે? શું તને પ્રભુનો પણ ડર નથી ?

'કોણ છે વળી પ્રભુ ? બતાવ કે તારો પ્રભુ કયાં છે ?' અતીતાનંદ સ્વામીએ કર્કશ સ્વરે કહ્યું.

'અતીતાનંદ સ્વામી ચેતી જા. જે પ્રભુથી ડરતો નથી તેની આજ્ઞાને માન્ય કરતો નથી તે આખરે પસ્તાય છે અને છેવટે દેવના દરબારમાં તેને ભયાનક શીક્ષા થાય છે.' હંસાએ કહ્યું.

ચુપ થા. તારા શબ્દોના લવારાને એટલેથીજ અટકાવ. ચીબાવલી ! તારૂં મોઢું બંધ કરી મારી આજ્ઞાનો સ્વીકાર કર તેમાંજ તારૂં કલ્યાણ રહેલું છે.

'અતીતાનંદ ! જરા વિચાર તો કરો કે તમે ક્યાં સુધી તમારા પાપકર્મ છુપાવી શકશો ? શું તમને ખબર નથી કે પાપનો ઘડો સંપુર્ણ થયે ફુટી જાય છે માટે સાધુના નામને કલંક નહીં લગાડતાં જનહીતના કાર્યોમાં મગ્ન થઇ આ ભવ ને પરભવનું સાર્થક કરો.'

હંસા ! જો મારે ઉપદેશ જોઇતો હોત તો કોઈ પુરાણીને બોલાવીને તેની પાસેથી ઉપદેશ લેત. આ ધર્મની પુંછડી હું ધર્મ કર્મને માનતોજ નથી; તો શા માટે લવારો કરે છે ? આ અતીતાનંદ બસ ખાવું પીવું અને તારા જેવી નવયોવના લલીત સુંદરીઓના સહવાસમાં આનંદનો ઉપભોગ કરવો તેજ સર્વ ધર્મ અને કર્મ સમજે છે.' અતીતાનંદ તેનું પોત પ્રકાશ્યું.

ઓ દુરાત્મન ! પરમાત્માના અસ્તિત્વને ભુલી બેઠેલા માનવી ! જરા વીચાર. જે સરજનહારે તમે જન્મ આપ્યો છે તેની અવગણના ન કર, ઓ ભવસાગરમાં ભુલા પડેલા માનવી તારા જીવન પંથને ઉજ્વળ કર કે જેથી બીજા જનો પણ તારા જીવનને આદર્શ માની તે પ્રમાણે ચાલે. 'હંસાએ પતિત અતીતાનંદને સદુપદેશ આપ્યો

આ જીવનમાં રંગરાગ માની આમોદ-પ્રમોદ ભોગવવા તેજ આ જન્મનું સાર્થક છે. માટે 'ઓ રમણિરત્ન, મારી રંભા, મારા બુલબુલે પરસ્તાન તારા કોમળ કરને મારી ગ્રીવામાં વીંટાળી મને કૃતાર્થ કર' આમ કહી અતીતાનંદ આગળ વધીને હંસાનો હાથ પકડી તેને તેના બાહુપાશમાં ખેંચવા લાગ્યો.

'દૂર રહે શયતાન !' એમ કહી હંસા અતીતાનંદના હાથમાંથી આંચકો મારી હાથ છોડાવી દૂર ઉભી રહેતાં બોલી.

'વિચાર ! સુંદરી કાંઇ વીચાર ! એક બાજુ વૈભવ વિલાસ અને

બીજી બાજુ કેદખાનાની ભયંકર યાતનાઓ છે. માટે વીચાર કરી તમારા મુખે જે સ્વીકારવા ઇચ્છતા હો તે કહી દો' અતીતાનંદ હંસાને લાલચ આપતા બોલ્યો:

'જો શિયળને કલંકીત કર્યા પછી સમસ્ત ત્રિભુવનનું ઐશ્વર્ય મળતું હોય તો પણ તે મારે મન તુચ્છ છે. શિયળ ભંગ થવા કરતાં ભયંકર યાતનાઓ સ્વીકારવાને હું તૈયાર છું' હંસાએ અતીતાનંદને જવાબ આપ્યો.

હંસા! હંસા! આ તારી મનોહર મૂર્તિએ મારા હૃદય મંદીરમાં સ્થાન લીધું છે. તારા ગુલેગુલાબી અધરના અધરામૃતને હું સ્વર્ગસમાન માનું છું. માટે મારૂં કહેવું માની મને તારા પ્રેમામૃતના સરોવરમાં સ્નાન કરાવી કૃતાર્થ કર. સુંદરી! વીચાર કર એક બાજુ મૃત્યુ અને બીજી બાજુ પ્યાર છે. આમ કહી એક વખત હાથમાંથી છુટી ગયેલી હંસાને પોતાના બાહુપાસમાં જકડી આલિંગન લેવાના વિચારથી તે આગળ ધસ્યો.

અતીતાનંદને નજીક આવતો જોઇ હંસા ભયંકર સ્વરે સિંહણની પેઠે ગર્જના કરતી બોલી કોઢી ખબરદાર! ઓ સાધુના વેશમાં છુપાયેલ નર રાક્ષસ એટલે રહે!

સુંદરી! જ્યારથી તમારા દેદારના દર્શન થયાં છે ત્યારથી હું દિવાનો બન્યો છું. મારી મદન જ્વાળા શાંત કરી શા માટે ભોગ વિલાસ ભોગવતા નથી.

'કદાચ પૃથ્વિ પાતાળમાં પેસી જાય, સમુદ્ર તેની મર્યાદાનું ઉલંઘન કરે તો પણ આ હંસા કદાપી શિયળ ભંગ થશે નહિ હંસાએ કહ્યું.

"હંસા! સમજ! સમજ! મારી સાથે ભોગવિલાસ ભોગવી

સ્વર્ગીય સુખ ભોગવ. શા માટે તારી આ કંચનવર્ણની કાયાને છુંદી નાંખે છે? શા માટે તારા આ ગુલેગુલાબી યૌવનાને અકાળે ચિમળી નાંખવાની મને ફરજ પાડે છે?" હંસા! જો મનાવવાથી નહી માને તો હું બળાત્કારેથી–જુલ્મ ગુજારીને તારાં યૌવનને કચડી નાંખીશ–તારાં શિયળનો ભંગ કરીશ' અતીતાનંદ બોલ્યો.

'તેમ કરવાની દેવતામાં તાકાત નથી તો પછી તું મનુષ્ય તે કોણ માત્ર?'

'હંસા! સમજ નાદાનીનો ત્યાગ કર. નહીતર પાછળથી પસ્તાવું પડશે.

'ઓ સ્વામી અને સંન્યાસિના વેશમાં છુપાયેલ કાળા નાગ! સમાજની સર્વ બાળાઓ કે. જે તારી પુત્રી તુલ્ય ગણાય તેના શિયળના ભક્ષક નરાધમ! જરા તો ઇશ્વરનો ડર રાખ.

'ઓ કમનસીબ છોકરી! પરલોકને હું પીછાણતો નથી અને તારા પ્રભુને તો હું મુઠ્ઠીમાં લઇને ફરૂં છું. આ દુનિયામાં વૈભવ વિલાસ એજ મારો પ્રભુ છે. તું જાણે છે કે મારા પગના અવાજથી પૃથ્વિ પણ કંપી ઉઠે છે?'

'દયા કરો! મહાત્મન' આ તમારી પુત્રીપર દયા કરી મને ના સતાવો મારા પિતા પાસે મને મોકલી આપો જેથી પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે.

'પરમાત્મા છેજ કયાં કે, કલ્યાણ કરવાનો હતો? પરમાત્મા માનો કે જે માનો તે હું પોતેજ છું. માટે સર્વ કોઇ હું ધર્મ ગુરૂ હોવાથી મને પરમાત્મા માની તન મન ધન અર્પણ કરો. અતિતાનંદ સ્વામિએ કહ્યું.

ઓ પાપી! પાપનો ઘડો ઓછો ભર. આવા શબ્દો બોલી જગતનિયંતા પરમાત્માનું અપમાન ન કર. જેણે માણસોને માટે વિના

મુખ્યે હવા ઉજાસ બનાવ્યાં છે તેનું અપમાન કરતાં જરા તો ડર.

તારા પરમાત્માનું અપમાન થાય છે ત્યારે શું હું ફોકટ લવારી કરી રહ્યો છું. હંસા મનેજ પરમાત્મા માની તારૂં તન મન ધન અર્પણ કર.

શું તમે દયા વગરના પશુ છો? એક અબળાપરે જુલ્મ ગુજારતા તમારી આંતરડી નથી કકળતી!

દયા કેમ કરવી તેજ હું શીખ્યો નથી. હું તો ફક્ત તારા જેવી સ્વરૂપ સુંદરી નવયૌવનાના ગુલાબી ગાલપરના અમૃતનો આસ્વાદ લેતાજ શીખ્યો છું, માટે હંસા સત્વરે મારી માગણીનો સ્વીકાર કર.

મારો વિચાર કદાપી સાક્ષાત્ બ્રહ્મા આવીને ઉભા રહે તો પણ ફરશે નહીં હું મૃત્યુથી ડરતી નથી. આ હાડ ચામના ગોળામાં શું મોહાય ગયો છે?

મિથ્યા જગતના માનવી, ક્યમ પાપ માર્ગે જાય છે.<br>
માનવ તણો દેહ દુર્લભ, ક્યમ વ્યર્થ તું ગુમાવે છે.<br>
જીવન એ તો સ્વપ્ન છે, પળમાં ઉડી તે જાય છે.<br>
સારા નરસાં કર્મ સર્વે. સાથ સૌની જાય છે.

મને શીખામણ આપવાની હિંમત કરનાર નાદાન છોકરી જ્યારે હું તારી સાથે નરમાસથી કામ લેવા ઇચ્છું છું ત્યારે તુંજ મને આવા શબ્દો વાપરી સખ્ત થવાની ફરજ પાડે છે. માટે હંસા! પ્રિય હંસા! મારૂં કહેવું માન્ય કરી તારી સૌંદર્યરૂપી સરિતામાં મને સ્નાન કરાવી મારા આત્માને રંજીત કર! અતીતાનંદે કહ્યું.

જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તમારી ઇચ્છા કદાપી પૂર્ણ થનાર નથી' હંસાએ કહ્યું.

હંસા ! તારૂં મગજ ઉસ્કેરાઇ ગયું હોય તેમ મને જણાય છે. સંપુર્ણ વિચાર કરી તારા સુખદુઃખનો ખ્યાલ કરી મને જવાબ આપવાનો હજુ પણ તને બે દીવસનો સમય આપું છું' આમ કહી અતીવાનંદ પાખંડી મહાત્મન ચાંખડીઓના ખડખડાટ સાથે ચાલ્યો ગયો.



# પ્રકરણ ૫ મું.



## કાળ કોટડી.

આ સાધુ પુરૂષના વેષમાં રહેતા સફેદ ઠગે ભોળાજનોને ફસાવવા સમાજની વહુ દીકરીઓના સતીત્વનો નાશ કરી પોતાની વિષય વાંચ્છના તૃપ્ત કરવા ગામથી દૂર આવેલ એક નાનકડા પર્વતપર મઠ બાંધ્યો છે. તેની દિવાલો ઘણીજ મજબુત બનાવવામાં આવી છે. મઠ અંદર સો બસો માણસો એકી સાથે વસી શકે તેટલો મોટો હતો. મઠની પાસેજ એક સુરંગ બનાવી રાખવામાં આવી હતી. તે સુરંગમાં થોડે દૂર ચાલ્યા પછી એક કોટડી દેખાતી હતી, તેને મઠના સર્વ કોઇ મનુષ્યો કાળ કોટડીના નામથી ઓળખતા હતા.

આ વખતે કાળ કોટડીમાં એક યુવાન શોકમાં નીમગ્ન થઇ માથે હાથ દઇ બેઠો હતો. કોટડીની બહાર એક ભયાનક આકૃતીનો મનુષ્ય પહેરો ભરતો હતો. કોટડીમાં બેઠેલો યુવાન ઘોર ચીંતામાં બેઠો હોય તેમ જણાતું હતું થોડા સમય પછી તે પોતાના સ્થાનપરથી ઉભો થઇને પહેરેગીર પ્રત્યે બોલી ઉઠ્યો કે, તમો દયા કરી મને

એટલું જણાવશો કે આ મકાન કોનું છે અને આ ઘરમાં રહેનાર કોણ છે?'

આ મકાન રાજ્યગુરૂ સ્વામી અતીતાનંદનું છે અમે સર્વ તેના નોકર છીએ. "લાવણ્યસિંહ! તું યાદ રાખજે કે આ કાળ કોટડી-માંથી તું આ જન્મે પણ છુટી શકનાર નથી. નાહક તે અબળાંને બચાવવા જતાં તું રાજ્યગુરૂ અતીતાનંદનો ભોગ બન્યો છે. કાળની જાળમાં પુરેપુરો સપડાયો છે." પહેરેગીરે કહ્યું.

'તે સ્ત્રી કોણ છે શું તમો તેને ઓળખો છો?' લાવણ્યસિંહે પુછ્યું.

'તે એક જાગીરદારની પુત્રી છે. એનું તારે શું કામ છે કે નકામી પુછપરછ કરી રહ્યો છે?' પહેરેગીરે કહ્યું.

આજ સમયે ચાંખડીઓનો અવાજ સંભળાયો અને થોડા સમયમાં રાજ્યગુરૂ તરીકે ઓળખાતો સ્વામી અતીતાનંદ ત્યાં આવી પહોંચ્યો પહેરેગીર તેને નમન કરીને એક બાજુ ઉભો રહ્યો.

નજીક આવી પહોંચતાંજ અતીતાનંદ સ્વામિ પહેરેગીર પ્રત્યે કર્કશ સ્વરે બોલી ઉઠયો. આની સાથે તું શું વાતચિત કરતો હતો?'

'જી કાંઇ નહીં, હું એને એમ કહેતો કે તેં તારા હાથેજ પગ પર કુહાડો મારી કારાગૃહ શોધ્યું છે' પહેરેગીર બોલ્યો.

ખબરદાર! હવેથી એની સાથે એક શબ્દ ઉચ્ચારતો નહી. (લાવણ્યસિંહને) યાદ રાખજે કુમાર! કે તેં મારી ઇચ્છાની આડે આવી મારા માણસોના જાન લીધા છે, તેનો તને યોગ્ય દંડ મળશે. તું એમ ન સમજતો કે તું રાજાનો છોકરો છે તેથી તું બચી જશે પરંતુ લાવણ્યસિંહ યાદ રાખજે કે તારો પિતા રાજા છે તો હું

રાજાનો પણ રાજા છું. હું તારા પિતાને પણ છોડનાર નથી. તારા પિતાને બંદીવાન બનાવી મનમોહના હંસા સાથે રાજ્યાસને બેસવાની મારી પ્રબળ આંકાક્ષા છે. અતીવાનંદ આટલા શબ્દો ઉચ્ચારતોજ ત્યાંથી એકદમ ચાલ્યો ગયો.

આ વખતે સમય સંધ્યાકાળનો હતો પ્રભાકર તેના પ્રખર કીરણોને અવની પરથી સંકેલી લઇ બીજી દુનિયામાં પ્રયાણ કરવાની તૈયારી કરી રહ્યો હતો, સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રસરાઇ ગયું. સર્વત્ર જ્યાં નજર ફેંકો ત્યાં અંધકાર સિવાય કાંઇ પણ જણાતું ન હતું. લાવણ્યસિંહના મનમાં જે ખંડમાં તેને પુર્યો હતો તેની તપાસ કરવાનો એકાએક વિચાર થવાથી તેની કોટડીનું બારણું બંધ કરીને કોટડીમાં સર્વત્ર આમ તેમ દીવો લઇને જોવા લાગ્યો. તેવામાં દિવાલમાં એક ખાલી જેવું તેને કંઇ જણાયું. તેથી લાવણ્યસિંહે કુતુહલની દ્રષ્ટિએ તે ખીલીને જોરથી ખેંચી તો એકાએક તે ચાલવા લાગી. થોડા સમયમાં ત્યાં એક ગુપ્ત દ્વાર જેવું જણાયું. લાવણ્યસિંહે દીવો લઇને ત્યાં જોયું તો અંદર એક નાનકડી સીડી જણાઇ. તરતજ હિંમતને એકઠી કરી કોઇપણ જાતનો ડર રાખ્યા સિવાય લાવણ્યસિંહ દીવો લઇને સીડી ઉતરીને એક સમચોરસ મોટા ઓરડામાં આવી પહોંચ્યો ત્યાં જતાં તેને જણાયું કે, આ ઓરડાને ચાર દરવાજા હતા અને તેના સર્વ દ્વાર ખુલ્લા હતા. લાવણ્યસિંહે કયા દરવાજામાંથી જવું તેનો અમુક સમય નિર્ણય કરીને પૂર્વ દિશાના વચલા બારણામાંથી તે આગળ ચાલવા લાગ્યો. થોડેક દૂર જતાં એક સાંકડા ગલી જેવું જણાયું. લાવણ્યસિંહ સાંકડી ગલી મારફતે પાહોમ આગળ ધસ્યેજ જતો હતો. તેવામાં કોઇના પગલાંનો અવાજ સાંભળીને તે બાજુમાં

આવેલા ચબુતરાની ઓથે છુપાઇને આવનાર વ્યકિતની વાતચીત સાંભળવા લાગ્યો.

બંને ચાલી આવતી વ્યકિતઓ નીચે પ્રમાણે વાત કર્યે જતી હતી. રાજ્ય ગુરૂ અતીતાનંદ સ્વામિ તો હવે હદ કર્યેજ જાય છે. તેમની આકાંક્ષા દિન પ્રતિદિન વધ્યેજ જાય છે. હવે તો. તેઓ મહારાણાનું પણ ખૂન કરી રાજ્યાસન લેવા ઇચ્છે છે. ગામમાં પણ આ સાધુપુરૂષ જેવા જણાતા શયતાને હાહાકાર વર્તાવવા માંડયો છે. દિન પ્રતિદિન ગામની યુવાન ખુબસુરત બાળાઓને મઠમાં ઉપાડી લાવી તેની વિષય વાસના તૃપ્ત કર્યે જાય છે. ભાઇ આ દુરાચારી મનુષ્યને સર્વ કોઇ મહાત્મા સ્વામિ તરીકે નમન કરે છે. અને બીજા ખરા સાધુ પુરૂષો જેઓ દેશનું હીત કરવાને તેમનું જીવન અર્પી રહ્યા છે તેમને કોઇ કોઇ વખત તો તેમના પેટને ભાડુ આપવાના પણ સાંસા પડે છે. જ્યારે આ શઠ મહાત્મન સદા સર્વદા જ્યાં જાય ત્યાં પુંજાય છે. ધન્ય છે. આ જમાનાને અને બલિહારી છે આ જગતના માનવિઓને કે જેઓ ધર્મી ધુતારાના ચરણ ચાટે છે અને સાધુ પુરૂષને નીંદે છે. ભાઇ તેમાંએ વળી આજે તો આ ધર્મી ધુતારાએ નવીનજ રંગ જમાવ્યો છે. આજે તો નગર શેઠની નવયોવના રંભા સ્વરૂપ કન્યાને તેની વિષયવાસનાની હોળીમાં બળીદાન રૂપે હોમવાંને ઉપાડી લાવ્યો છે. ભાઇ હવે તો સ્વામિજી પણ હદ ઓળંગી ગયા છે. આમ વાતચીત કરતા તેઓ ચબુતરા પાસે આવી પહોંચ્યા. અને તેની પાસેના એક પુતળાની જીભને ખેંચવા લાગ્યા. જીભ ખેંચવાથી પુતળુ ચકર ચકર ફરવા લાગ્યું અને થોડા સમયમાં અંદર જવાનો માર્ગ થઇ ગયો તે રસ્તે બંને જણા ચાલ્યા ગયા.

રાત્રિ અધીક જવાથી અને ઝાઝો સમય બહાર રહેવાથી કદાચ કોઇને શંકા પડે તે કારણથી લાવણ્યસિંહ જે રસ્તે આવ્યો હતો તેજ રસ્તે કાળ કોટડીમાં આવી પહોંચ્યો અને પથારીમાં પડયો પડયો જોયેલા બનાવો વિષે વિચાર કરતો કરતો, શ્રમથી કંટાળી ગયેલો હોવાથી થોડા સમયમાં નિંદ્રાને સ્વાધીન થઇ ગયો.



# પ્રકરણ ૬ ઠું.



## સાધ્વીઓનું મંડળ.

અતીતાનંદ સ્વામીના મઠથી થોડે દૂર આવેલા જંગલમાં શરદવતી નદી કળકળ કરતી વહી રહી હતી. ત્યાં નદીના કિનારે પરોપકારી સાધ્વીઓએ એક પીડીતાશ્રમ ખોલી જગતના માનવીઓની સેવા કરવાનું કામ ચાલુ કર્યું હતું.

વાંચક, આ સ્થળની સાથે આપણી વાર્તાનો સંબંધ હોવાથી આપણે આ સ્થળથી જો થોડા ઘણા મહીતગાર થઇશું તો અસ્થાને નહીં ગણાય.

આ સ્થળને આ સાધ્વી મંડળમાં વસનાર સર્વજનો શાંતિનિકેતનના નામથી ઓળખતા હતા. આપણે તથા વાર્તાને શાંતિનિકેતન સાથે જે સમયનો સંબંધ છે તે સમયે શાંતિનિકેતનમાં હજુ સહસ્ત્ર રશ્મિ સવિતા દેવતા ધીમે ધીમે તેમના સોનેરી કીરણો ફેંકી આશ્રમની શોભામાં વધારો કરી રહ્યા હતા આશ્રમ માંહેના સર્વજનો પોતાના નિત્ય કર્મથી પરવારી લેવાની ક્રિયામાં મશગુલ થઇ ગયા

હતા. આ સમયે સાધ્વી મંડળની મુખ્ય સાધ્વી તેની બે ત્રણ સહચારીઓ સાથે પોતાના નિત્ય કર્મથી પરવારી પ્રભાતના મંદ મંદ મધુરા પવનનો ઉપભોગ લેતાં સૃષ્ટી સૌંદર્ય નિરખી રહ્યા હતા તેવામાં એકાએક ઘણીજ ત્વરાથી દોડતો ભગવી કંથા ધારી યુવાન મુખ્ય સાધ્વી આગળ આવી પહોંચ્યો. તે યુવાનનો નીસ્તેજ સફેદ પુણી જેવો થઇ ગયેલો ચહેરો જોઇ મુખ્ય સાધ્વી તે યુવાન પ્રત્યે બોલી ઊઠી. રઘુનાથ! આટલો ગભરાય છે શા માટે કહે તારાપર તો કાંઇ વિપત્તી આવી પડી નથીને?

'માતાજીની કૃપાથી કોઇનામાં તાકાત નથી કે મારી તરફ આંગળી પણ ચિંધી શકે પરંતુ જો સત્વરે ઉપાય નહીં લેવામાં આવે તો એક સફેદ ઠગના હાથે કમળું પુષ્પ છુંદાઇ જવાની ભીતિ છે.' રઘુનાથે કહ્યું.

તારે જે કહેવું હોય તે સ્પષ્ટતાથી કહે એટલે સત્વરે તેનો ઇલાજ કરી શકાય. સાધ્વીએ જણાવ્યું.

'તમારી આજ્ઞા મુજબ હું અહીંથી ચાલ્યો જતો હતો તેવામાં મેં કેટલાક મનુષ્યોને કોઇ સ્ત્રીને ઉપાડીને જતા જોયા તેઓની સંખ્યા અધીક હોવાથી હું ત્યાં આવેલા એક ગીચ ઝાડની ઉપર ચડીને શું બનાવ બને છે તે જોવા લાગ્યો. તેઓ સર્વ થોડાજ સમયમાં હું જે ઝાડપર બેઠો હતો તેજ ઝાડની નીચે આવી પહોંચ્યા. પકડાઇ જવાના ભયથી મારૂં હૃદય ધ્રુજી ઉઠયું પરંતુ હીંમત રાખી શું બને છે તે જોવાનો નિશ્ચય કરી ગુપચુપ જે બને તે જોતો બેસી રહ્યો તેઓએ મેં આગળ જણાવેલ ઝાડ પાસે આવીને તે અબળાને સતાવવાનો કેમ જાણે નિશ્ચય ન કર્યો હોય તેમ તેને સતાવવા લાગ્યા. તેઓ

તેના શીયળનું ખંડન કરવાની તે અબળા પાસે માગણી કરવા લાગ્યા તે અબળાને ઘણી સમજાવવામાં આવી છતાં જ્યારે ન માની ત્યારે તેઓ તેનીપર બળાત્કાર કરવા લાગ્યા. અબળાની મદદે મારા જીવનનો પણ ભોગ આપી જવાનો નિશ્ચય કરી જેવો હું નીચે ઉતરવા જતો હતો તેવામાં એકાએક લાવણ્યસિંહ ત્યાં આવી પહોંચ્યા અને અબળાપર બળાત્કાર કરતા પાપીઓને તેઓની શમશેરનો સ્વાદ ચખાડવા લાગ્યા. અલ્પ સમયમાં એકાદ બે પિશાચોને યુવરાજે તેમની શમશેરથી ધુળ ફાકતા કરી દીધા તેવામાં વળી એક અજબ બનાવ બન્યો કે જે યાદ આવતાં મને શરમ આવે છે કારણ કે અત્યાર સુધી હું જાણતો નહતો કે સાધુ, સંન્યાસી અને સ્વામિઓના નામ નીચે આવા સફેદ ઠગો પ્રજાને પાયમાલ કરતા હશે. માતાજી ! શું કહું તેવામાં એકાએક સ્વામિ અતીતાનંદ કે જે રાજગુરૂ તરીકે મનાય છે જે પોતાની પંડીતાઈનો ડોળ કરે છે તેજ સફેદ ઠગે યુવરાજ તથા એ અબળાને તેના મઠમાં લઈ જવાનો તેના સાથીઓને હુકમ કર્યો. માતાજી ! શું વિષયવાંસનાને તૃપ્ત કરવાજ માણસો સંન્યાસત ધારણ કરતા હશે ? માતાજી ! તેઓના ચાલ્યા જવા પછી અતીતાનંદની ચાલચ લગતપર મને શંકા આવવાથી તેની તપાસ કરવા હું ગયો તપાસ કરતા મનું માલુમ પડયું કે તે એક વિષયી દુરાચારી, મદિરાપાન કરનાર દુરાચારી લંપટ પુરૂષ છે. તે તેના સાધુપણાનો ઉપયોગ ફક્ત અન્ય સ્ત્રીઓને ફસાવી વિલાસની તૃપ્તી કરવામાંજ વાપરે છે. ધિક્કાર હજો તેવા વિષય લંપટને આટલું બોલી તે સાધ્વી સામે જોઈ રહયો.

રઘુનાથ ! હવે તે દુરાચારી મહાત્માનો પાપનો ઘડો ભરાતો

આવે છે. જા તું તેના મઠની આસપાસ ફરી જે નવીન ખબર મળે તે મને આપતો રહેજે. સાધ્વીએ રઘુનાથને જવાની આજ્ઞા કરતાં કહ્યું.

રઘુનાથના ગયા પછી તે સાધ્વી તેની અન્યય સહચરીઓ પ્રત્યે બોલી ઊઠી, બ્હેનો હવેજ આપણી કસોટી થવાનો સમય આવી પહોંચ્યો છે. જગતને બતાવી આપવાનો સમય આવી પહોંચ્યો છે કે સાધુ પુરૂષો હંમેશાં જગતના મનુષ્યોના કલ્યાણ અર્થેજ જીવન ગાળે છે. આપણે સત્વરે યુવરાજ તથા તે અબળાને સ્વામિ અતીતાનંદના પંજામાંથી મુક્ત કરવા જોઇએ. બ્હેનો! અતીતાનંદ એટલે કોણ તે તમે જાણો છો ?

'નહીં, માતાજી અમે તેના વિષે કાંઇ જાણતા નથી. અમો તો ફક્ત તે રાજ્ય ગુરૂ છે તેટલુંજ જાણીએ છીએ' અન્ય સાધ્વીઓ બોલી ઊઠી.

'બ્હેનો તેનું ટુંક સ્વરૂપ હું તમોને અત્યારેજ સમજાવવાનું યોગ્ય સમજવાથી કહું છું તે ધ્યાનથી સાંભળજો. અતીતાનંદ એટલે એક વિષય લંપટ કીડો, પોતાની ઇચ્છા પાર પાડવા જો ખૂન કરવું હોય તો તે ખૂન કરતાં પણ ન ડરે તેવો સફેદ ઠગ.

રાજ્યગુરૂ બન્યાં પછી અતીતાનંદ સ્વામિની કારકીર્દી નીચે પ્રમાણે છે. હજારો ભોળા મનુષ્યોને પોતાની જાળમાં ફસાવી પાયમાલ કર્યાં હજારો અબળાઓને તન, મન ધન અર્પણનો ગુરૂ મંત્ર આપી પતિ કરતાં પણ ગુરૂ શ્રેષ્ઠ છે અને જે ચીજ ગુરૂ માગે તે સત્વરે ગુરૂના ચરણે ધરી આ દેહનું કલ્યાણ કરવું તેવા વચનો કહી હજારો અબળાઓના સતિત્વનો નાશ કરનાર વૈભવ વિલાસી સ્વેચ્છાચારી, મદીરાનો ભક્ત તે સ્વામિ અતિતાનંદ : અરે જેણે ભારતની હજારો વિધવા

બાળાઓના શિયળનો ભંગ કરી આખરે તેમની આબરૂ બચાવવા બાળહત્યા કરવાની સોનેરી સલાહ આપનાર નર પીશાચ તેજ અત્યારનો રાજ્યગુરૂ સ્વામિ અતીતાનંદ ! બ્હેનો આપણી નિર્દોષ બ્હેનોને તે અત્યાચારીના પંજામાંથી છોડાવવાના આપણે પ્રયત્ન કરવાના હોવાથી મેં તમોને આટલી તેના ચરિત્ર્ય સંબંધી રૂપરેખા આપી છે. જાવ તમો બંનેને મારી સાથે આવવાનું હોવાથી ગુપ્ત વેશ ધારણ કરી આવો તેટલા સમયમાં હું પણ આવી પહોંચું છું. આમ કહી મુખ્ય સાધ્વીએ તેની અન્ય સહચરીઓને જવાની રજા આપી.

સર્વના ગયા પછી જેવી મુખ્ય સાધ્વી પણ જવાની ઇચ્છા કરતી હતી. કે તરતજ ત્યાં એક ભગવી કંથા ધારી યુવાન આવી પહોંચ્યો. અને બોલી ઉઠયો 'માતાજી ! સાંભળવા પ્રમાણે સ્વામિ અતિતાનંદ આજે મહારાણાના મહેલ પર છુપી રીતે હુમલો લઇ જઇ મહારાણાનો જાન લેવાનું કાવત્રું કરવાનો છે.

'ઠીક તે પણ જોઇ લેવાશે.અતીતાનંદ! અતીતાનંદ! સાધુની દીક્ષા લીધા છતાં હજુ માયાની જાળમાં કેમ લપટાયો જાય છે ?

સંન્યાસી એટલે મસ્ત ફકીર, રાજાઓનો પણ રાજા, તું તારૂં ગૌરવ ભર્યું પદ ત્યજી શા માટે પાપી કૃત્યો કરી રાજા થવાની રાક્ષસી મહત્વાકાંક્ષાને તારા હૃદયમાં સ્થાન આપે છે? શું તું એમ ધારે છે કે પરમાત્મા આંખ આડા કાન કરી આ બધું જોઇ રહયો છે? જો તું તેમ સમજતો હોય તો તું ખત્તા ખાય છે. એક સમય એવો પણ આવશે કે જયારે જે પ્રજાજનો તને અત્યારે ગુરૂ માનીને વંદન કરે છે તે તને હડધુત કરશે તારી તરફ તીરસ્કારની લાગણીથી જોશે. અરે તારૂં નામ સાંભળતાં ફીટકાર અને ધીકકારનો વર્ષાદ

વરસાવશે, મારી તે પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે હજુ પણ તને સદબુદ્ધિ અર્પે અતીતાનંદ તું સાધુ પુરૂષના નામને શા માટે કલંક લગાવે છે? આવી રીતે સાધ્વી બોલતી હતી ત્યાં તેની બે સહચારીઓ ગુપ્તવેશ પહેરીને આવી પહોંચી તેઓને જોતાંજ સાધ્વીએ પણ ઝોળીમાં છુપાવી રાખેલ કાળો અંચળો પહેરી લીધો અને સર્વ અતીતાનંદના મઠ તરફ જવાને રવાના થઇ ગયા.



# પ્રકરણ ૭ મું.



## પિચાશ લીલા.

ભગવાન ભાસ્કર તેના કીરણોને છુપાવતો અસ્તાચળે જવાની તૈયારી કરી રહ્યો હતો. આકાશમાં રંગબેરંગી રંગે સંધ્યાં સાથીઆ પુરી રહી હતી. પક્ષીગણો કીલકીલાંટ કરતા તેમના માળા તરફ જઇ રહ્યા હતા તે સમયે આજે સ્વામી અતીતાનંદના મઠમાં કાંઇ ઓરજ તૈયારી ચાલી રહી હતી.

મઠમાંહેના એક વિશાળ જણાતા ખંડમાં રંગબેરંગી ગાલીચાઓ બિછાવી દીધા હતા. આ ગાલીચાઓ મંદ મંદ બળના દીવાના પ્રકાશમાં કાંઇ અલૌકિક દૃશ્ય રજુ કરતા હતા. સર્વત્ર સુગંધી પુષ્પોથી ખુશબો પ્રસરી રહી હતી તે ઉપરથી બે ઘડી એમ પણ થઇ જતું કે આ જગદીતાર્થે જનસેવા કરવાને જેઓએ કમરકસી છે તેવા બે તેવા સ્વામિમાંના એકનું સ્થાન હતું કે મોજશોખ, એશઆરામ અને અમનચમનમાં ગરક બનેલા જગતના ભોળાજનોને તેમની જાળમાં

સાવવા અહર્નિશ પ્રયત્ન કરતા બગભગત અરે બગલા સ્વામીનું નેત્રાસસ્થાન હશે.

જ્યાં જ્યાં નજર ફેંકો ત્યાં સર્વત્ર ભોગવિલાસની સામગ્રીજ તમારી નજરે પડયા સિવાય રહેશે નહીં. મંદ મંદ પવનમાં આવતી પુષ્પોની ખુશબોથી વિલાસીજનોના મગજને આનંદ આપે અને સાધુજનોનું ચિત્ત પણ આવા વાતાવરણમાં રહેવાથી વિકારમય રહી શકે કે નહીં તે પણ શંકાસ્પદ હતું.

એવામાં એકાએક એક દ્વાર ઉઘડી ગયું અને ત્યાં સ્વામિ અતીનાનંદના શિષ્યો અને શિષ્યાઓ આવી પહોંચ્યા.

વાંચક ! આ સદ્દગુણી સ્વામિનો દુરાચારીઓને ઉપદેશ આપવાનો આશ્રમ નહીં હતો પરંતુ પોતાની ભોગવિલાસની તૃપ્તીઅર્થે અતીતાનંદે તેના શિષ્યો અને શિષ્યાઓને પોતાના જેવાજ દુરાચારી બનાવવા વિલાસભુવન ખોલ્યું હતું તે હતું ! અહીં સર્વ સ્ત્રી અને પુરૂષ સરખા હતાં જેની ઇચ્છામાં આવે તે તેની યથેચ્છ વિલાસનો ઉપભોગ કરી શકતાં હતાં.

વાંચક આતે સ્વામિ અતીતાનંદનો મઠ હતો કે ભોગ વિલાસનું વિલાસ સ્થાન ! તે તો તુંજ વિચારી લેજે.

અહીં કોઇનો મતભેદ નહીં હોવાથી વિલાસી પુરૂષો અને સ્ત્રિઓ દિન પ્રતીદિન સ્વામિ અતીતાનંદને તેમના ગુરૂ તરીકે માન્ય રાખી અહીં આવી યથેચ્છ વિલાસનો ઉપભોગ કરી જતા હતા. સ્વામિ અતીતાનંદનો મઠ એટલે વિલાસી જનોનું મુખ્ય સ્થાન અતીતાનંદનો મઠ એટલે પાપ અને અનાચારનું ધામ.

સ્વામી અતીતાનંદના શિષ્ય અને શિષ્યાઓ સર્વ પોતાના રંગીત રસને એક બીજા સાથે યથેચ્છ પ્રેમાલાપ, અને ચુંબન મિમાંસાનો

લીધી અને તેના ચંદ્ર સમાન વદન પર ચુંબનોનો વરસાદ વરસાવવાનું શરૂ કર્યું. બીજા સ્વામિ અતીતાનંદના શિષ્યોએ પણ તેમની મનહરણી રંભાઓને તેમના બાહુપાશમાં જકડી લીધી અને સ્વામિ અતીતાનંદનું અનુકરણ કર્યું આવી રીતે યથેચ્છ પાપાચાર અને વિલાસનો ઉપભોગ થવા લાગ્યો.

વાંચક ! હવે તુંજ કહેને કે આ જગતના હીતને અર્થે પોતાના જીવનની આહુતિ આપનાર મહાત્માનો મઠ હતો કે દુરાચારી વિષય લંપટ અતીતાનંદનું વિલાસ ભુવન હતું ? ભારત વર્ષમાં જ્યાં ધર્માચાર્યો, સાધુ, સન્યાસી અને ગુરૂજનોજ વિષય લંપટી હો; જેઓ તેમની શિષ્યાઓ અથવા તેમના શિષ્યના કુટુંબીઓને પુત્ર, પુત્રી તરીકે નહીં માનતાં પોતાની તુચ્છ વિષય લાલસા તૃપ્તી કરવામાંજ તેમનો ઉપયોગ કરતા હોય, જયાં આવા અનાચારી વિષય લંપટ, સાધુ, સંન્યાસીઓ અને ધર્માચાર્યો વસતાં હોય ત્યાં ભારતનો ઉદય કયાંથી થાય ?

સાધુ અને સંન્યાસીઓ, મહાત્માઓ અને ધર્માચાર્યો જગતના માનવીઓને દુરાચાર, વિષય અને અનીતિને માર્ગે જતાં નહીં અટકાવી તેમને તેવા માર્ગે જવાની સરળતા કરી આપતા હોય ત્યાં સુધી ભારતના ઉદયની આશા કયાંથી સંભવે ?

જે મહાત્માઓ અને સંન્યાસીઓ જગતહિતાર્થે જનસેવા કરવામાં ઓતપ્રોત થઇ તેમના જીવનની આહુતિ આપી ગયા છે તેવા મહાત્માઓ, સંન્યાસીઓ, સંતજનો અને ધર્માચાર્યોના વેશમાં આવા કુળકલંક નર પિશાચ અતીતાનંદે જન્મ લઇ તે સાધુ પુરૂષોના નામ અને કામ પર સદાને માટે કાળી ટીલી ચોંટાડી, ધિક્કાર હજો આવા

વિષય લંપટ મહાત્માને કે જેણે તેમના પૂર્વગામી મહાત્માઓના કર્તવ્ય પર પાણી ફેરવ્યું.

એ પરમાત્મા સ્વામિ અતીતાનંદ જેવા ધર્માચાર્ય, સંત પુરૂષ અને મહાત્માનો નાશ કરી તેમને જલદી આ દુનિયામાંથી રવાના કરી દો. તેમાંજ જગતના માનવીઓનું કલ્યાણ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સ્વામિ અતીતાનંદ મોહિની સાથે અને તેના શિષ્યો અન્ય અબળાઓ સાથે યથેચ્છ મદિરાપાન કરી તેમની વિષયવાંચ્છનાં તૃપ્ત કરી રહ્યા હતા, તેવામાં એકાએક દોડતો મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો અને સ્વામિ અતીતાનંદ પ્રત્યે બોલી ઉઠયો, "સ્વામિજી હું આપની સૂચના મુજબ મારૂં કાર્ય કરવા જતો હતો તેવામાં રસ્તામાંથી મને આ ચીઠ્ઠી મળી આવી છે" આમ કહી તેણે સ્વામિ અતીતાનંદના હાથમાં ચીઠ્ઠી મુકી.

અતીતાનંદે ચીઠ્ઠી લઇને વાંચી તો તેમા નીચે મુજબ લખ્યું હતું, "દુરાચારી, વિષયલંપટ અતીતાનંદ! તારા પાપનો ઘડો હવે પૂર્ણ થયો છે તે થોડા સમયમાંજ ફુટવાની અણીપર છે તે પહેલાં તારા હિતેચ્છુ તરીકે તને સુચના કરૂં છું કે સમાજની પુત્રીઓ તારી પુત્રીતુલ્ય ગણાય તેમના શિયળનો ભંગ કરવો ત્યજી પરમાત્માનું ચિંતવન કર, નહીંતર તારી વિષયલોલુપ્તાનું પરીણામ ઘણુંજ ભયંકર આવશે." આ પ્રમાણે ચીઠ્ઠી વાંચતાંજ અતીતાનંદના નેત્રો અગ્નિ જેવા લાલચોળ થઇ ગયા તે એકદમ બરાડી ઉઠયો કે, 'જાવ સર્વ કોઇ આ ચીઠ્ઠી લખનારની તપાસમાં ચાલ્યા જાવ." આમ કહી અતીતાનંદ ત્યાંથી ચાંખડીયો ખટખટાવતો ચાલ્યો ગયો. તેના અનુયાયીઓ પણ પોતપોતાની પ્રેમભાગીઓના અધરનું ચુંબન કરી સ્વામિ અતીતાનંદની આજ્ઞાના પાલણાર્થે ચાલ્યા ગયા.

# પ્રકરણ ૮ મું.

## હંસા અને મેના.

સવિતા દેવતા તિમીરનો નાશ કરી ચોતરફ તેમના સામ્રાજ્યને ફેલાવે જતા હતા. નિશાદેવી પણ પ્રભાકરના આ આગમનથી નિરતેજ થતી ચાલી જતી હતી. તે સમયે આપણી પુર્વ પરિચીત હંસા એક અન્ય નવયોવના બાળા સાથે ઘડીમાં રડતી ઘડીમાં ગુસ્સે થતી વાર્તાલાપ કરી રહી હતી. હંસાને રડતી જોઇ તે નવયોવના બાળા કે જેનું નામ મેના હતું અને જેના રૂપ સૌંદર્યમાં મોહાંધ થઇ પાપી દુરાચારી સ્વામિ અતીતાનંદ હંસાની માફક તેને પણ તેના સંબંધીઓથી વીખુટી પાડી ઉપાડી લાવ્યો હતો તે બોલી ઉઠી, 'બ્હેન હંસા! રડ્યેથી શું થવાનું છે ? હવે તો ફક્ત જગતાધાર પરમાત્માપર વિશ્વાસ મુકી હિંમત રાખવાનીજ જરૂર છે. કોઇપણ રીતે આપણે તે દુરાચારી ઉપરથી સફેદ દુધ જેવા જણાતા પરંતુ અંતરથી સોમલ જેવા વિષયાંધ નરપિશાચ સ્વામિ અને સંન્યાસીઓના નામને બદનામ કરતા અનીતાનંદની જાળમાં ન ફસાઇએ તે તરફજ લક્ષ આપવાનું છે. બેન ! આપણા શીયળનો સંરક્ષક તો હજાર હાથવાળો બેઠો છે આમ કહી મેના હંસાને આશ્વાસન આપવા લાગી.

'બ્હેન શું હું મારા હ્રદયેશ્વરને મળીશ'? હંસાએ કહ્યું.

'અવશ્ય ! મારો અંતરાત્મા તું તારા સંબંધીઓને મળી સુખ પામીશ તેમ કહે છે. બ્હેન હંમેશા સદાચારી મનુષ્યો પરજ દુઃખના

ડુંગરો તુટી પડે છે. પરમાત્મા પણ હંમેશાં સદાચારીનેજ તેની કસોટીએ ચડાવે છે.

ધર્મી ધક્કા ખાય, ને અધર્મીઓ ફુલાય છે;
વેસ્યા સતી કહેવાય, તે આ કળીયુગનો ન્યાય છે.

બ્હેન તારા અમૃતથી પણુ મીઠાં વચનો સાંભળી મારા હૃદયનો સર્વ પરિતાપ દૂર થયો છે. તારા વચનો સાંભળી મારા હૃદયમાં હિંમત આવી છે. પણુ બ્હેન આ પાપીષ્ટ તને કેવી રીતે ઉપાડી લાવ્યો તે જણાવવા કૃપા કરીશ હંસાએ પ્રશ્ન કર્યો.

'બ્હેન! પહેલાં તમારોજ વૃતાંત જણાવવા કૃપા કરશો. તમારા વૃતાંતથી વાકેફ થતાંજ હું તમોને મારી કથની કહીશ' મેનાએ કહ્યું.

પોતાનું વૃતાંત જણાવવાનું પોતાને માથે આવતાંજ હંસાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. તેની છાતી ધડકવા લાગી. હંસાને રડતી જોઇ મેના બોલી ઉઠી, 'બ્હેન! રડે છે શા માટે? જો તમારૂં વૃતાંત જણાવતાં તમોને દુઃખ થતું હોય તો ફક્ત તમારૂં નામ અને પિતાનું નામ જણાવશો તો કૃપા થશે'? મેનાએ પૂછ્યું.

'મારૂં નામ હંસા! હું રામનગરના જાગીરદાર વિરભદ્રસીંહની પુત્રી છું' હંસાએ કહ્યું.

હંસાના આટલાજ શબ્દો સાંભળતાં મેના હર્ષના આવેશમાં આવી બોલી ઉઠી, 'શું તમારૂંજ નામ હંસા? શું તમારાંજ અમારા યુવરાજ લાવણ્યસીંહ સાથે લગ્ન થવાનાં હતાં? ત્યારે તો હંસા બ્હેન હું તમોને બ્હેન નહિ કહેતાં હવેથી હંસા ભાભીજ કહીશ, કારણુ કે યુવરાજ લાવણ્યસીંહ તેની સર્વ પ્રજાની પુત્રીઓને બ્હેન સમાન ગણે છે અને હું તેમના પ્રજા જનનીજ પુત્રી છું. તેથી તો

મને સ્વાર્થી સમજે છે? મેના! વ્હાલી સખી મેના! જો પરમાત્મા તારા શબ્દો સત્ય પાડી મારો સત્વરે યુવરાજ સાથે ભેટો કરાવે તો હું તારા વિશે શું કરવા ધારૂં છું તે હુંજ સમજુ છું. પણ એ ધૂર્ત સખી તેં તો તારી ધૂર્તતામાં આ ભોળી બાળાને ફસાવી. પોતાની હકીકત જણાવવાની તારી ઈચ્છા નહીં હોવાથી અન્ય વાતે અડાવી દીધી, પણ હું કાંઇ એમ ભુલી જાઉં તેમ નથી. વાહરે મેના તારી ધૂર્તતા! બ્હેન મેના! તને અહીંયા કેવી રીતે પકડી આણી તે જણાવ જોઇએ' હંસા મેના સાથે હાસ્યવિનોદ કરતી બોલી ઉઠી.

'બ્હેન હંસા, અરે ભુલી. શ્રીમાન ભાભી સાહેબ! જ્યારે મારી કથની સાંભળવાની તમારી ઇચ્છા છે ત્યારે સાંભળો. એક દીવસે સંધ્યા સમયે હું મારા ન્હાના ભાઈ તથા નોકર સાથે નદીના કિનારા પર ફરતી ફરતી પક્ષીઓના કીલકીલ, તથા આખો દિવસ શ્રમ કરી પાછા ફરતા ખેડુતોના સાંતીડાનો કીચુડ કીચુડ થતો અવાજ સાંભળવાં; સૃષ્ટિ સૌંદર્યનું અનેરૂં અવલોકન કરતી મંદ મંદ મધુરા પવનનો આસ્વાદ લઇ રહી હતી, તેવામાં એકાએક કાળો બુરખો પહેરેલ ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો અને હું તથા મારો ન્હાનો ભાઇ જ્યાં બેઠા હતા ત્યાં અમારી નજીક આવી મને બાવડામાંથી પકડી ઘોડા પર ઉપાડીને રવાના થઇ ગયો. મારો નાનો ભાઇ તથા નોકર આ દ્રષ્ય જોઇ ગભરાઇ ગયા.

મને નદીકિનારેથી ઉપાડી લાવેલ કાળા બુરખાવાળી વ્યક્તિ જ્યારે મને અતીતાનંદ સ્વામીના મઠ નજીક લઇ આવી ત્યારે જનસમુદાયમાં અતીતાનંદ સ્વામીના વર્તન વીશે થતી વાતમાં મને કાંઇક સત્યનો ભાસ થવા લાગ્યો. છેવટે તે બુરખાવાળો મનુષ્ય મઠ-

માંથી આવી પહોંચ્યો અને મને લઇને અતીતાનંદ સ્વામિ સમક્ષ ઉપસ્થિત થયો ત્યારે અતીતાનંદ સ્વામિ મારા પ્રત્યે જોઇ બોલી ઊઠયા 'છેવટે સોનાની ચલ્લી પાંજરામાં સપડાણી ખરી. જાવ તેને તે ગુમાની હઠીલી હંસા પાસે લઇ જાવ. ત્યાર પછી મને તમારી પ્રાસે લાવવામાં આવી આ મારૂં વૃતાંત છે.' મેનાએ કહ્યું.

•છેવટે બન્ને બાળાઓ કોઇ પણ રીતે પોતાના શિયળને રક્ષવાનો સંકલ્પ કરી વાર્તાલાપ કરી હતી હતી તેવામાં એકાએક તેમના કાને ચાંખડીઓનો ખડખડાટ સંભળાયો અને અલ્પ સમયમાંજ વિષય વાંચ્છનામાં મસ્ત બનેલ સાધુના વેશમાં શયતાનના કૃત્યો કરતો નરરાક્ષસ અતીતાનંદ સ્વામિ ત્યાં આવી પહોંચ્યો અને બંને નવ યોવના બાળાઓને ઉદ્દેશીને બોલી ઉઠયો, 'હંસા ! પ્યારી મનમોહિની' હંસા તારા સૌંદર્ય પાસે હું કોઇ પણ વસ્તુની સરખામણી કરવા ઇચ્છતો નથી. ઓ મૃત્યુ લોકની ઉર્વશી તારા અમૃત સમાન અધરામૃતનું પાન કરાવી મને કૃતાર્થ કર. આમ બોલતાં બોલતાં તેના મનમાં વિચાર આવ્યો કે, કદાચ એકલી હંસાની પ્રશંસા કરવાથી મેના રીસાઇ જશે, તેથી તે મેના અને હંસા બંનેને ઉદ્દેશીને બોલી ઊઠયો, ઓ જગતની ઉર્વશીઓ અને રંભાઓ તમારા કામણગારા નયનોના બાણથી તમારા આ દીલદારને ઘાયલ કરી તમારા પ્રેમામૃતમાં સ્નાન કરાવી કૃતાર્થ કરો. ઓ મનમોહિની ! ઓ મૃત્યુ લોકની દેવાંગનાઓ તમારા અધરામૃતનો રસ ચાખવાની ઇચ્છા કરનાર આ મધુકરને તેનું દાન આપી અમર બનાવો' આમ કહી સ્વામિ અતીતાનંદ બંને સખીઓ જ્યાં બેઠી હતી ત્યાં ગયો.

પોતાની તરફ અતીતાનંદને ધસ્યો આવતો જોઇ હંસા તથા

મેના ગભરાઇ ગયાં પરંતુ હિંમ[illegible] હંસા બોલી ઊઠી, 'ઓ દુરાત્મન! ઓ સાધુના [illegible] [illegible]ડનાર નરપિશાચ! સમાજની વહુ દીકરીઓ તારી પુ[illegible] [illegible]ય, તેની તરફજ કુદૃષ્ટિ! શું સાધુ પુરૂષો તેમની [illegible] [illegible]વાજ સાધુપણાનો દંભ કરતા હશે? અતીતા[illegible] [illegible] તું સંત પુરૂષોના નામને બદનામ કરે છે? [illegible] [illegible] સંત પુરૂષોપર શ્રદ્ધા રાખતા હતા તે મનુષ્યોની શ્રદ્ધાને તારા આવાં કુટિલ આચરણથી શા માટે ભંગ કરે છે?' હંસા બોલી.

હંસાના શબ્દોનો અતીતાનંદ કોઇ પ્રત્યુત્તર ન આપ્યો ત્યારે મેનાને પણ અતીતાનંદને બે શબ્દો કહેવાની હિંમત આવી. તેથી તે અતીતાનંદ પ્રત્યે બોલી ઊઠી, 'અતીતાનંદ સ્વામિ સમાજની પુત્રીઓના શિયળ ભંગ કરવા પહેલાં જરા ઇશ્વરથી તો ડરો. આ માંસ, મેદ લોહી અને પરૂથી બનેલા આ ગંદા દેહ માટે તું આટલી બધી મમતા રાખે છે?

'ચુપ કરો. ઓ ચીબાવલી છોકરીઓ તમારો લવારો બંધ કરો. હું પરમાત્માને ઓળખતોજ નથી. પરમાત્મા હું પોતેજ છું માટે મારી આજ્ઞાનો અમલ કરી અખંડ વિલાસ સુખ પ્રાપ્ત કરો.' તમારા જેવી ગુલે ગુલાબી કલીઓ તો મારા જેવાનેજ ચુંટવાને લાયક છે. આમ કહી અતીતાનંદ સ્વામિએ હંસાને એક હાથથી અને મેનાને એક હાથથી પકડી, જેવો તે બંને અબળાઓને તેના બાહુપાસમાં જકડવા જતો હતો તેવામાં એક ભયંકર ગેબી અવાજ થયો.

'અતીતાનંદ! દુરાત્મન! પાપ કૃત્ય કરતા તો હવે અવધી રાખ, આટલા શબ્દો બોલતાંજ એક યોગિની [illegible] [illegible]ગે હાથમાં ત્રિશુળ

પકડયું છે તે ત્યાં આવી પહોંચ્યાં. તે યોગિનીની આંખમાંથી નીકળતા અદ્દભુત તેજમાં અતીતાનંદ અંજાઇ ગયો, અને કાંઇ વિચાર આવતાં તે યોગિની, હંસા તથા મેનાને ત્યાંજ મુકી ચાલ્યો ગયો.

અતીતાનંદના ચાલ્યા જવા પછી બંને બાળાઓ યોગિનીના ચરણમાં પડી. યોગિની બંનેને હિંમત રાખવાનું કહેતાં બોલી ઉઠી, પુત્રીઓ હિંમત રાખજો. પરમાત્મા સત્વરે તમોને મુક્ત કરશે. અતીતાનંદના પાપનો ઘડો પૂર્ણ થવાને હવે થોડો સમય છે, આમ કહી યોગિની અલ્પ સમયમાં કયાંઇક અદ્દષ્ય થઇ ગઇ.



# પ્રકરણ ૯ મું.



## યોગિશ્વરનો મેળાપ.

શાંતિકુંજમાંથી યોગિની તથા તેની સહચારીઓ જયારે અતીતાનંદના મઠ તરફ જવાને રવાના થયાં ત્યારે આખો દિવસ પ્રખર તાપ તપ્યાથી ભગવાન ભાસ્કર આરામ લેવાને જવાની તૈયારી કરી રહ્યા હતા. કમલીની તેનું સામ્રાજ્ય પ્રસારવાને આતુરતાથી કાળા વાદળાઓ વચ્ચે ડોકીયા કરતી જણાતી હતી. સાંજનો સુમધુર શ્રમીતના શ્રમ હરનારો પવન ચાલ્યા જતા યોગિની અને તેમની સહચરીને આનંદ આપી રહ્યો હતો. સર્વ કોઇ આતુરતાથી અતીતાનંદના મઠ તરફ જવાને ઉતાવળાં પગલાં ભરતાં હતાં. ચાલતાં ચાલતાં પણ અતીતાનંદના દુષ્ટ કૃત્યોનીજ ગાથા ચાલતી હતી,

આવી રીતે વાર્તાલાપ કરતા યોગિની તથા તેમની સહચારીઓ

ચાલ્યા જતાં હતાં. તેવામાં એકાએક કોઇ સામેથી આવતું હોય તેમ જણાયું. સર્વે ત્રિશુળને બરાબર પકડી આવનાર વ્યક્તિની પ્રતિક્ષા કરતા ઉભા રહ્યા.

તેવામાં એકાએક એક કૃશકાય ભગવી કંથાધારી મહાત્મન ત્યાં આવી પહોંચ્યા. તે મહાત્મનને જોતાંજ સર્વ યોગિનીઓ તેના પાદ ચરણમાં પડી. સાધુ પુરૂષે સર્વને આશિર્વાદ આપ્યો અને યોગિની પ્રત્યે બોલી ઉઠયો, "બેટા રાત્રે કયાં જાય છે? રાત્રે જવાની શું અગત્યતા છે?"

'મહાત્મન આજે સાધુ વેશધારી લંપટ અતીતાનંદ અબળાઓ પર બળાત્કાર કરી તેમના શિયળનો ભંગ કરી તેની પાશવવૃત્તિને પોશવા ઇચ્છે છે તેમાંથી તે બાળાઓનો ઉદ્ધાર કરવા અમો જઇએ છીએ, યોગિનીએ કાળી રાત્રે તેમના જવાનું કારણ યોગેશ્વરને જણાવ્યું.

'બેટા! અતીતાનંદ દિવસે દિવસે અધીક કૃત્યો કરતો જાય છે. આજે તે સેનાપતિની પુત્રી રંભાના સૌંદર્યના દર્શન કરી દિવાનો બની જવાથી રંભાને કોઇપણ યુક્તિથી તેના મઠમાં લઇ જવાને અથવા તો યુક્તિ પ્રયુક્તિ ન ચાલે તો તેનું હરણ કરીને લઇ જવા ઇચ્છે છે. માટે અત્યારે તમો જેના શિયળના સંરક્ષણ માટે જાવ છો તેનું શિયળ સુરક્ષીત છે, કારણ કે અતીતાનંદ દિવસે દિવસે નવીન બાળાઓને તેના પંજામાં સપડાવવાને આતુર બન્યો છે અને તેથી તે આજે રંભાને કોઇપણ ઉપાયે તેના મઠમાં ઉપાડી જનાર છે માટે તમો ત્યાં જઇ તે પાપીથી રંભાનું રક્ષણ કરો" યોગિશ્વરે કહ્યું.

'જેવી ગુરૂદેવની આજ્ઞા' આમ કહી સર્વ યોગિશ્વરને નમન કરીને ગામ તરફ રવાના થઇ ગયા.

રાત્રિ સમસમ કરતી ચાલી જતી હતી. અમાવાસ્યાનો દિવસ હોવાથી સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહેલું હતું. યોગિની તથા તેની સહચારીઓ ત્વરીત ગતિએ ગામ તરફ ચાલી જતી હતી.

આ બાજુ રંભા રાત્રિ પડી ગયેલી હોવાથી તેના શયનગૃહમાં નિંદ્રાદેવીનો આસ્વાદ લઇ રહી હતી તેવામાં એકાએક તેના પીતાના મકાન પાસે દશ કાળા વસ્ત્રધારી મનુષ્યો આવી પહોંચ્યા અને તેમની કેડે બાંધી રાખેલ ઘોને દીવાલ સાથે લગાવી દીધી અને સર્વ કોઇ ઘોની સાથે બાંધેલી દોરી વાટે મકાનની ઉપર જઇ પહોંચ્યા.

ત્યાં જતાંજ સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય ફેલાયલું તેમની નજરે પડયું. સર્વ કોઇ નિંદ્રાદેવીની મીઠી ગોદમાં આસ્વાદ લેતાં હતાં. ધીમે ધીમે સર્વ કોઇ રંભાના શયનગાર પાસે આવી પહોંચ્યા. રંભાના શયનગૃહમાં ઝગમગ ઝગમગ દીવો બળી રહ્યો હતો અને તે દીવાનો પ્રકાશ રંભાના તેજસ્વી વદનપર પડવાથી તેના સૌંદર્યમાં ઓર વધારો થતો હતો. અત્યારે રંભાનું કાંતિમાન મુખડું દીવાના પ્રકાશમાં અજબ સૌંદર્યવંતુ દીસતું હતું. અતીતાનંદ રંભાના અવર્ણનિય સૌંદર્યને જોઇ મલકાતો હતો. મકાનનાં અંદર આવો પ્રકાર હતો ત્યારે મકાનની બહાર યોગિશ્વરની સુચનાથી રંભાને પાપીના પંજામાંથી મુક્ત કરવા યોગિની તથા તેની સહચારીઓ આવી પહોંચી. દીવાલપર દોરડું લટકતું જોઇ સર્વ કોઇ યોગિની સાથે ઉપર ચડી ગઇ અને રંભાના શયનગૃહ પાસે આવીને જુવે છે તો રંભાના હાથ પગ બાંધી દીધેલા છે. તેવી સ્થીતિમાં રંભા બેભાન પડેલી છે. યોગિનીએ હવે અતીતાનંદ શું કરે છે તે જોવા માટે તેની સહચરીઓને બાજુમાં છુપાઇ જંવાનું કહ્યું અને પોતે પણ એક ખુણામાં લપાઇને હવે અતીતાનંદ શું કરે છે તે જોવા લાગી.

અતીતાનંદે રંભાને ઉપાડીને જવાની તેના અનુયાયીઓને આજ્ઞા કરી. જેવા સર્વ કોઇ રંભાના શયનગૃહની બહાર આવે છે કે તરતજ યોગિની સિંહનાદી સ્વરે બોલી ઉઠી, 'તસ્કરો એટલેજ રહો. જો એકપણ ડગલું આગળ વધ્યા છો તો આ ત્રિશુળના ભોગ થશો' એમ કહીને તેણે ત્રિશુળ આગળ ધર્યું. ત્યારબાદ તે અતીતાનંદ સ્વામિ પ્રત્યે બોલી ઊઠી. "કેમ! અતીતાનંદ! ખુદ સેનાપતિ ઘરમાં જ ચોરી કરવાને આવ્યા છો કે? પરંતુ સ્વામીજી આજે તમોએ શુકન સારા નહી જોયા હોય તેથીજ તમારે તમારા કાર્યની સિદ્ધિ નહી કરતાં પાછા જવું પડશે, એમ કહી યોગિનીએ તેની પાસેનું રણશિંગુ ફુકયું. રણશિંગાનો અવાજ સાંભળતાંજ મકાનની અંદરના સર્વ સભાજનો એકાએક ભયથી બેબાકળા બનીને જાગી ઉઠયા. અતીતાનંદ પણ બાજી ફરી ગયલી જોઇને તેના અનુયાયીઓ સાથે ત્યાંથી પલાયન કરી ગયો.

યોગિનીના જવા પછી તરતજ રંભાની માતા અને તેના પીતા રંભાના શયનગૃહ પાસે આવી પહોંચ્યા. અંદર આવીને જુવે છે તો રંભાના હાથપગ બાંધેલા છે. આ દૃશ્ય જોઇ રંભાના પિતાના ક્રોધનો પારજ ન રહયો. તેણે રંભાને બંધનથી મુક્ત કરી અને તેના મકાનમાં પગ મુકવાનું સાહસ કરનાર પાપાત્માને શોધવાને રવાના થઇ ગયો. યોગિશ્વરની આજ્ઞાથી યોગિનીના હાથે રંભા પાપીના પંજામાં સપડાતાં બચી ગઇ.

વાંચક! ચાલો આપણે રંભાના પિતાની સાથે પાપાત્માઓની શોધમાં જઇએ.



ગુસ્સાનો પાર રહયો નહી. તે એકાએક બોલી ઉઠયો, અતીતાનંદ સ્વામિ! જો તેમજ હશે તો હું આકાશ પાતાળ ફોડી મારી હંસાને છોડાવીશ. ઓ ધર્મિ ધુતારા હું તારા પાપી કૃત્યનો તને અવશ્ય બદલો આપીશ. ઓ પરમાત્મન! આવા ધર્મિ ધુતારાઓથી દેશનું સત્યાનાશ નીકળી જાય છે છતાં પણ આવા પાપાત્માને તું શા માટે રસાતળમાં નથી મોકલી દેતો? ઓહ! હું શા માટે પરમાત્માને દોષ આપું દોષ તો સર્વ મારા ભાગ્યનો છે. જેવું ભાવી અતીતાનંદ હજુ જ્યાં સુધી તારા પાપનો ઘડો ફુટયો નથી ત્યાં સુધી ચેતી જા. અનાચારનો ના આરંભ કર. પરમાત્મા તારૂં કલ્યાણ કરશે ઓ ધર્મિ ધુતારા! ઓ પાંખડી સ્વામિ અતીતાનંદ! જનસમાજની વહુ દીકરીપર કુદૃષ્ટિ કરવાં તારી આંખો કેમ ફુટી જતી નથી, હંસા! વ્હાલી હંસા! આ નર પિશાચે તારૂં શુ નહી કર્યું હોય? તને ભયંકર યાતનાઓ સહન કરવી પડી હશે. આમ કહી તેણે તેની કોટડીની બહાર જોયું તો પહેરો ભરતા પહેરેગીરો નિંદ્રાની મધુરી ગોદમાં પડયા હતા. અત્યાર સુધી જે સમયની રાહ જોતાં તેણે આટલા દિવસો ગુમાવ્યા હતા તેને આવો સુઅવસર મળવાથી લાવણ્યસીંહે ધીમેથી તેની કોટડીનું દ્વાર બંધ કર્યું અને કાળકોટડીનો ભેદ શોધવા માટે તેણે ખુણામાં જઇ આગળ આપણે જણાવી ગયા તે ખીલી હલાવી જેથી ત્યાં આગળ જવાનો માર્ગ જણાયો જે રસ્તે તે આગળ કાળકોટડીના અમુક ભાગમાં જઇ આવ્યો હતો.

આ રસ્તા વાટે લાવણ્યસીંહ ધીમે ધીમે આગળ વધ્યે જતો હતો તેવામાં તેણે કોઇ મનુષ્યને તે બાજુ આવતા જોયો, તેથી તે પાસેના ચણુતરાની ઓથે છુપાઇ ગયો. થોડાજ સમયમાં તે મનુષ્ય લાવ-

ણ્યસીંહ જ્યાં છુપાઈને રહ્યો હતો તે ચબુતરા પાસેથીજ ચાલ્યો ગયો પરંતુ અંધકારને લીધે લાવણ્યસીંહને ત્યાં છુપાયલો તે જોઇ શક્યો નહી.

લાવણ્યસીંહ તે આગળ જતા મનુષ્યની પાછળ ધીમેધીમે ચાલ્યો જતો હતો. તેવામાં તે મનુષ્ય એક કુવા પાસેં આવી પહોંચ્યો અને તેમાં કુદકો મારીને અદૃષ્ય થઇ ગયો. લાવણ્યસીંહ તો એક પળ સુધી આ બધું પુતળાની માફક જોઇ રહ્યો. થોડા સમયમાં તે તેના મન સાથે કુવામાં કૂદી પડવાનો દૃઢ નિશ્ચય કરી બોલી ઉઠયો. 'શું તે મનુષ્ય મને જોઇ ગયો હશે? મને ફસાવા તો આવી યુક્તિ નહી કરી હોયને?' વળી પાછો લાવણ્યસીંહ હિંમત રાખીને બોલી ઊઠયો, "ગમે તેમ થાવ પરંતુ મારે આ કાળકોટડીનો ભેદ કોઇ પણ ઉપાયે જાણવોજ જોઇએ. અહા! પ્રભુ ઉપરથી મહાત્મા પુરૂષોનો દાવો કરનાર સ્વામિ અતીતાનંદ અંદરથી કેટલો દુષ્ટ, કેટલો નીચ જણાય છે. નહીતર એક સાધુ પુરૂષને આવા કાર્યોની શી જરૂર?" આમ વિચાર કરી લાવણ્યસીંહ તેની સઘળી હિંમત એકઠી કરીને પરમાત્મા ના નામોચ્ચાર સાથે કુવામાં કુદી પડયો. કુવામાં કુદી પડતાંજ તેને નીચે કાંઇ પોચું પોચું લાગ્યું. તેની બારીકાઈથી તપાસ કરતાં લાવણ્યસીંહને કુવામાં કુદી પડવાને લીધે કોઇને આઘાત ન લાગે તે માટે કુવામાં પાથરેલું ઘાસ હતું તેમ જણાયું. થોડો સમય તો લાવણ્યસીંહ આ અંધકારથી ભરેલા કુવામાં શાંત બેસી રહ્યો. ત્યાર પછી તેના મનમાં વિચાર આવ્યો કે મારી પહેલાં કુદી પડેલ માણસ અહીં કુવામાંજ ક્યાંઇ છુપાઇ ગયેલો હોવો જોઇએ. માટે મારે તેની તપાસ કરી તેનું અહીં આવવાનું કારણ જાણવું જોઇએ. આમ વિચાર કરી લાવણ્યસીંહ કુવાને હાથ અડાડતો ગોળગોળ ફરવા

લાગ્યો. પણ ત્યાં કોઇ જણાયું નહિ. તેવામાં પાછો એકાએક તેના મનમાં વિચાર સ્ફુરી આવ્યો કે, કદાચ તે મારા પડવાનો અવાજ સાંભળી ખુણામાં છૂપાઈ ગયો હોય અને અમુક સમય પછી કુવાની મધ્યમાં ચાલ્યો ગયો હોય તો તેથી તેણે કુવાની મધ્યમાં પણ તે મનુષ્યને શોધવા માટે શોધ ચલાવી પરંતુ ત્યાં પણ કોઇ ન હતું. આથી લાવણ્યસીંહના આશ્ચર્યનો પારજ ન રહ્યો. આ કુવામાં કાંઇ ભેદ હોવો જોઇએ તેવો નિશ્ચય કરી તે કુવામાં આમ તેમ તેનો હાથ ફેરવતો ફરવા લાગ્યો. તેણે આવી રીતે કુવામાં એક બે ચક્કર માર્યાં હશે તેવામાં એક કડું તેના હાથે ભટકાયું, કડું લાગવાથી જો કે લાવણ્યસીંહને દુઃખ થવા લાગ્યું તો પણ તે દુઃખને નહી ગણકારતાં તેણે તેનું કાર્ય ચાલુજ રાખ્યું. આવી રીતે કામ ચાલુ રાખ્યાં છતાં જ્યારે તેને કોઇ ભેદનો પત્તો ન મળ્યો ત્યારે લાવણ્યસીંહ તેના મન સાથે વીચાર કરવા લાગ્યો કે, નક્કી આ કડામાંજ કાંઇ ભેદ હોવો જોઇએ, આમ વીચાર કરી કડું પકડીને તેને લાવણ્યસીંહે જોરથી ખેંચ્યું, કડું જોરથી ખેંચવાની સાથે ત્યાંથી સરરર કરતું એક પાટીયું ખસી ગયું અને અંદર જવાનો માર્ગ ખુલ્લો થયો, અતુલ પરિશ્રમને અંતે લાવણ્યસીંહની મહેનત સફળ થયેલી હોવાથી તે પરમાત્માનું નામ લેતાંજ યાહોમ કરીને અંદર કુદી પડયો.

અંદર જતાંજ તેણે તેની તરફ ઝાંખો ઝાંખો અજવાળાનો પ્રકાશ આવતો જોયો. પ્રકાશને પોતાની તરફ આવતો જોઇ પકડાઇ જવાની ધાસ્તીને લીધે તે ત્યાં આવેલી એક દેવીની મૂર્તિના પાછળના પોલાણવાળા ભાગમાં છૂપાઇ ગયો અને હવે શું બને છે તે જોવા લાગ્યો

હજુ તેને દેવીની મૂર્તિમાં છૂપાઇ રહ્યાને અલ્પ સમય થયે

નહી હોય ત્યાં તો સ્વામિ અતીતાનંદ તથા તેના અનુયાયીઓ ત્યાં આવી પહોંચ્યા.

દેવીની મૂર્તિની સામે જઇ ધર્મી ધુતારો અતીતાનંદ સ્વામિ ઉભો રહ્યો. તેની પાછળ તેના બધા અનુયાયીઓ ઉભા હતા. દેવીની પુજા કરવાનો સામાન પણ તે સ્થળે લાવવામાં આવ્યો હતો. સ્વામિ અતીતાનંદ દેવીની સન્મુખ ખાલી પડેલા આસનપર બેસી ગયો. ત્યાં આવેલા કુંડમાં અગ્નિ સળગાવવામાં આવ્યો.

હજુ સુધી દેવીના પુજનનો આરંભ થયો ન હતો, અતીતાનંદ સ્વામિ પાણીનો લોટો હાથમાં લઇ પાણી ચડાવતા હતા તેવામાં એકાએક કર્કશ સ્વરે ઘુવડ બોલી ઉઠયું, અતીતાનંદ સ્વામિના અનુયાયીઓ એકી સાથે બોલી ઉઠયા કે, 'શુકન સારા નથી થતા, જરા થોભી જાવ.'

અતીતાનંદ સ્વામિ થેડો સમય બેસી રહ્યા પછી જેવા દેવીને જળથી સ્નાન કરાવવા જાય છે કે, તરતજ અપશુકન થયા. એક ગીધ ભયંકર સ્વરે ગર્જી ઉઠયું.

આજે શું થવા બેઠું છે તેની કાંઇ ખબર પડતી નથી. શું જગદંબા આજે પુજા ગ્રહણ નહી કરે? અતીતાનંદ સ્વામિ ભયભીત થતાં બોલી ઉઠયા.

'નહિ કદાપી નહિ, જગદંબા અત્યાચારીઓની નવયૌવના બાળાઓ, અને જનસમાજની પુત્રીઓ કે, જે તારી પુત્રી ગણાય. તેઓના શીયળ ભક્ષકની પુજા કદાપી ગ્રહણ કરતી નથી. અતીતાનંદ! જો તું મને પ્રસન્ન કરવા ઇચ્છતો હોય તો જે અબળાઓને તું પકડી લાવ્યો તેને છૂટી કરી દે. તું તારૂં ધ્યાન નીતિને રસ્તે લગાડી દે.

નહીતર હું કદાપી તારી પુજા ગ્રહણ કરવાની નથી મૂર્તિની પોલાણમાં છૂપાઇ રહેલ લાવણ્યસીંહ સમય જોઇને આ શબ્દો બોલી ઊઠયો.

માતા ! જગત જનની ! મારી પુજાનો સ્વિકાર કરો, અતીતાનંદે નમ્ર સ્વરે કહ્યું.

'હું દુરાચારીઓની પુજા ગ્રહણ કરતીજ નથી. લાવણ્યસીંહ દેવીની મૂર્તિમાંથી બોલી ઊઠયો.

અતીતાનંદ દેવીની નમ્ર સ્વરે સ્તુતિ કરી રહ્યો હતો તે સમયે મેનાને લેવા ગયેલ અતીતાનંદનો અનુયાયી મેનાને હાથપગ બાંધીને ત્યાં લઈ આવી પહોંચ્યો, મેનાને જોતાંજ અતીતાનંદ સ્વામી ગર્જી ઊઠયા. ઓ હઠીલી છોકરી જયારે તું મારી ઈચ્છાનો ઇન્કાર કરે છે ત્યારે તું આ જગતમાં જીવવાને લાયકજ નથી.

કાંતિ મહી રંભા સમી ને દીસતી દીવ્યાંગના,
અધર કેરા પાનથી તૃપ્ત કરો મુજ વાંચ્છના:

ઓ નરાધમ, નરપીશાચ ! પોતાના શિયળને રક્ષવા સતીઓ પ્રાણ અર્પવાને પણ ચૂકતી નથી તે તું ભૂલી ગયો કે? ચાલ જલ્દી તારી તલ્વાર ચલાવ. ઓ શિયળ ભક્ષક નર રાક્ષસ શિયળ રક્ષવા માટે હું તારી વિષય વાચ્છનાની વેદીમાં બલીદાન રૂપે હોમવાને તૈયાર છું.

' મનમોહિની, તમારાં નયનબાણ મારી મને ના સતાવો. આ તમારા પ્રેમીના બાહુપાશમાં બંધાઇ તેના આત્માને શાંતિ અર્પો' આમ કહી તે મેનાને પકડવાને આગળ ધસ્યો. મેનાએ પાપીના પંજામાંથી છુટવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ એક અબળાનું આ નરરાક્ષસ પાસે શું ગજું કે ટકી શકે? આખરે પાપી અતીતાનંદે મેનાનો હાથ પકડી લીધો અને તેના અનુયાયીઓ પ્રત્યે બોલી ઉઠયો

'જાવ તે ગુમાની હંસા અને લાવણ્યને મારી પાસે હાજર કરો હું આજે ત્રણેનો દેવીને ભોગ આપવાનો છું. અતીતાનંદ હંસા તથા લાવણ્ય સંબંધી તેના અનુયાયીઓને કહેતો હતો તે સમગ્રે ચાલાકીથી મનાએ તેનો હાથ છોડાવી લીધો.

અલ્પ સમયમાંજ હંસાને લઇ તેના અનુયાયીઓ આવી પહોંચ્યા. હંસાએ પણ મેનાના જેવોજ જવાબ આપ્યો. હવે અતીતાનંદના ક્રોધનો પાર રહ્યો ન હતો; લાવણ્યસીંહને લઇને તેના અનુયાયીઓ આવી પહોંચે તેની રાહ જોતો ઉભો હતો તેવામાં લાવણ્યસીંહને લેવા જનાર માણસ અતીતાનંદ સ્વામિ પાસે આવી પહોંચ્યો અને બે હાથ જોડીને બોલી ઉઠ્યો. ગુરૂમહારાજ! લાવણ્યસીંહ કયાંઇ પલાયન કરી ગયો હોય તેમ જણાય છે કારણ કે તે તેની કોટડીમાં નથી.

પોતાના અનુયાયીના શબ્દો સાંભળતાંજ અતીતાનંદ સ્વામિના ગુસ્સાનો પાર ન રહયો. તેણે તેના અનુયાયીઓને હંસા તથા મેનાનો વધ કરવાની આજ્ઞા આપી.

અતીતાનંદના આ શબ્દો સાંભળતાંજ દેવીની પોલાણમાં છુપાઇ રહેલો લાવણ્યસીંહ હુંકાર કરતો બહાર નીકળ્યો અને અતીતાનંદના એક બે અનુયાયીઓને ધુળ ચાટતા કરી તે હંસા અને મેનાના પાસે તેના રક્ષણ માટે જઇ ઉભો રહ્યો, મેના લાવણ્યસીંહને જોતાંજ હંસા પ્રત્યે બોલી ઉઠી બ્હેન! આજ અમારા યુવરાજ લાવણ્યસીંહ! હંસા મનમાંજ લાવણ્યસીંહની પ્રસંશા કરવા લાગી.

લાવણ્યસીંહને જોતાંજ અતીતાનંદ સ્વામિએ તેના અનુયાયી-ઓને લાવણ્યસીંહને કેદ કરવાનો હુકમ ફરમાવ્યો અતીતાનંદ સ્વામિની

આજ્ઞા થતાંજ તેના અનુયાયીઓ લાવણ્યસીંહપર તૂટી પડયા. લાવણ્યસીંહ બકરાના ટોળામા જેમ સીંહનું બચ્ચુ ખેલે તેમ તલવાર ફેરવ્યે જતો હતો તેવામાં ચોગાનના એક ખુણા તરફથી કોઇના આવવાના પગલાં સંભળાયા અતાતાનંદ એકીટસે આવનાર વ્યકતીને જોઇ રહયો.

વાંચક ! તે આવનાર વ્યકતી કોઇ નહિ પણ આપણાં પૂર્વ પરિચિત યોગિની દેવીજ હતા. તેમણે આગળ આવી તેમનુ ત્રિશુળ આગળ વધાર્યું અને ગંભીર નાદે બોલી ઉઠયા.

'અતીતાનંદ ! આ ત્રણ નીર્દોષના જીવ લેવાનો તારો વિચાર માંડી વાળજે કારણ કે પરમાત્મા તેમને વધુ સમય સુધી હજુ આ જગતપર રહેવા દેવા ઇચ્છા ધરાવે છે. યોગિનીના આ શબ્દોપર ધ્યાન નહિ આપતાં સર્વ કોઇ યોગિનીની તરફ તાંકી તાંકીને જોઇ રહ્યા હતા. સર્વને દિગમુઢ થયેલા જોઇ યોગિની ફરીથી બોલી ઉઠી અતીતાનંદ! સાધુ વેશ ધારણ કરી શા માટે સાધુના નામને કલંકીત કરે છે ? શું આવા પાપી કૃત્યો કરી તું સદાને માટે આ સંસારમાં અમર રહેવાનો છે ? અતીતાનંદ ! હજુ પણ બાજી બગડી ગઇ નથી. હજુ પણ ચેતવું હોય તો ચેતી જજે નહીતર તારાપર ઇશ્વરનો કોપ તુટી પડશે, તારા બુરા હાલ થશે !' આટલું કહી યોગિની થોડો સમય ચુપ રહી પરંતુ કોઇનામાં યોગિનીને ઉતર આપવાની હિંમત ન હતી.

અતીતાનંદ ! હજુ પણ સમજી જાય તો ઠીક છે. જોજે હવેથી દુષ્ટ કૃત્યો નહિ કરતો નહિંતર તેનું ફળ સારૂં નહિ આવે ! હાલ તો હું જાઉં છું યોગિનીએ કહ્યું.

યોગિનીના આ શબ્દો સાંભળતાંજ હંસા, મેના અને લાવણ્યસીંહ તેના ચરણુમાં પડી બોલી ઉઠયા માતા! અમોને તજીને કયાં જાવ છો?

લાવણ્યસીંહ હિંમત ન હાર તું ક્ષત્રિય પુત્ર છે. તારા હાથે હજુ કેટલાક કાર્યો થવાના છે. પરમાત્મા તારૂં કલ્યાણુ કરશે હંસા! મેના! ગભરાશો નહિ પાપીનો ઘડો હવે પૂર્ણ થવા આવ્યો છે, થોડા સમયમાંજ ફુટી જશે. પરમાત્મા તમારૂં કલ્યાણુ કરો આમ કહી યોગિની તીવ્ર ગતિએ ચાલી ગઇ.

યોગિનીના ગયા પછી અતીતાનંદ સ્વામિ તેના અનુયાયીઓ પ્રત્યે બોલી ઉઠયો હાલ તો આ ત્રણેને કેદમાં રાખો. મારૂં મગજ ઠેકાણે નથી. તેઓને શું શિક્ષા કરવી તે પછીથી જણાવીશ આમ કહી અતીતાનંદ સ્વામિ ત્યાંથી ચાલ્યો ગયો. તેના અનુયાયીઓ પણુ હંસા, મેના અને લાવણ્યસીંહને લઇને કાળકોટડી તરફ રવાના થઇ ગયાં.



# પ્રકરણુ ૧૧ મું.



## અતીતાનંદ અને મોહિની.

રાત્રિના બારેક વાગ્યાનો સમય છે. સમસ્ત સંસાર નિંદ્રા દેવીની આનંદદાયિની ગોદમાં અતુલ વિશ્રાંતી ભોગવે છે. અમાવાસ્યાની અંધકારમય રજની તુલ્ય અંધકાર હોવાને લીધે ચંદ્રદર્શન થવા પણુ મુશ્કેલ થઇ પડયા છે. આકાશ મેઘાચ્છન થઇ રહ્યું છે. જ્યાં જ્યાં

નજર ફેંકો ત્યાં ત્યાં સર્વત્ર નિસ્તબ્ધતાનું અખંડ સમ્રાજ્ય ફેલાઇ રહ્યું છે. કવચિત કવચિત કુતરાંઓ અને શિયાળવાના અવાજથીજ નિસ્તબ્ધતાનો ભંગ થતો જણાતો હતો, એ સમયે સ્વામિ અતીતાનંદના મઠના એક ભવ્ય ખંડમાં એક યોવનપૂર્ણ રમણી તથા એક ભીમકાય પુરૂષ પરસ્પરની બાથના આલીંગનમાં દબાતા બેઠા બેઠા વાર્તાલાપ કરતા હતા. પાપી મનુષ્યો રાત્રે પણ સુખપૂર્વક નિંદ્રાનો આસ્વાદ લઇ શકતા નથી તેનું આ પ્રત્યક્ષ પ્રમાણ હતું.

વાંચક ! આ વાર્તાલાપ કરતા સ્ત્રી પુરૂષમાં એક તો આપણો પૂર્વ પરિચિત ધર્મિ ધુતારો સ્વામિ અતીતાનંદ હતો અને બીજી જે સ્ત્રી તેની ગોદમાં લપાઇ વાર્તાલાપ કરતી હતી તે એક વારાંગના હતી.

વાંચક! તુંજ જરા મગજના મીજાગરાને કસીને વિચાર કરી લે કે સાધુ, સંન્યાસી અને મહાત્મા તથા ધર્મગુરૂ ગણાતી વ્યકિતને વેશ્યા સાથે સંબંધ રાખવો શું ઇષ્ટ છે કે? જે ધર્મગુરૂ સદવર્તનશાળી ન હોય તે તેના અનુયાયીઓને સદવર્તન વિશે શું બોધ આપી શકે? સ્વામિ અતીતાનંદ સાધુ પુરૂષ, મહાત્મા કે ધર્મગુરૂની પદવીને લાયક ન હતો તે તો વિષય લંપટ નરપિશાચ હતો

જો આ સમયે અમો સ્વામિ અતીતાનંદની સંગીની મોહિનીનો પરિચય આપીશું તો અસ્થાને નહીં ગણાય.

મોહિની એક મશહુર વારાંગના છે. તેણે તેની સુંદરતા અને ગાન વિદ્યાના પ્રભાવથી સ્વામિ અતીતાનંદ જેવા કેટલાયે હૈયા ફુટયાઓના ઘરબાર લુંટી ધન એકઠું કર્યું હતું. મોહિનીના નામ પાછળ મરી ફીટવાને કેટલાયે યુવાનો તત્પર થઇ જતા હતા. કેટલાયે

મોહિનીના દર્શન કરવામાંજ સાક્ષાત પરમાત્મા મળ્યા હોય એમ સમજતા હતા. સારાંશ કે મોહિનીના રૂપ સૌંદર્યે સમાજના નીતિના બંધનો જેના ઢીલાં છે તેવા યુવાનોને દીવાના બનાવ્યા હતા. મોહિની તેવા અક્કલના ઓથમીરને મદારી જેમ સર્પને નચાવે તેમ નચાવતી હતી.

થોડા સમય પહેલાં મોહિની સ્વામિ અતીતાનંદની નજરે ચડી તેનું રૂપ સૌંદર્ય નિરખતાંજ વિષયવાસ્છનામાં રચ્યાપચ્યા રહેતા સ્વામિ અતીતાનંદની વિકારી આંખમાં મોહિની માટે વિકાર જન્મ્યો કે તરતજ તેણે મોહિનીને પોતાની કરી લીધી. સ્વામિ અતીતાનંદે મોહિનીને તેની શિષ્યાઓમાં અગ્રસ્થાન આપ્યું. તે દીવસથી મોહિની સ્વામિ અતીતાનંદના મઠમાં તેની શિષ્યા તરીકે રહેવા લાગી. બહાર શિષ્યા તરીકે ઓળખાવી અંદરખાનેથી સ્વામિ અતીતાનંદ મોહિની સાથે યથેચ્છ રંગરાગ ખેલતો હતો. સ્વામિ અતીતાનંદ જો કે સાધુના વેશમાં રહેતો હતો પરંતુ તે સાધુ ન હતો. આજકાલ સાધુપણાના છાયા નીચે સ્વામિ અતીતાનંદ સમાજની વહુ બેટીઓની સાથે વિલાસનો યથેચ્છ ઉપભોગ કરી સમાજમાં સડો વધાર્યેજ જતો હતો, ધિક્કાર હજો આવા સાધુ, મહાત્મા અને ધર્માચાર્યના નામને કલંક લગાડનાર નરપિશાચને.

મોહિનીનો આટલો પરિચય આપી આપણે આપણી વાર્તાને આગળ લંબાવીશું.

મોહિનીને બાહુપાશમાં દબાવી તેના અધરપર ચુંબનોનો વર્ષાદ વરસાવતો સ્વામિ અતીતાનંદ મોહિની પ્રત્યે બોલી ઉઠયો મોહિની! મહારાજા સુરેંદ્રસીંહને કોઇપણ ઉપાયે આપણી કપટ જાળમાં ફસાવવો

જોઇએ. જો તે ફસાઇ જાય તો તો આપણો બેડો પાર તું મહારાણી અને હું રાજ્યરાજેશ્વર, મોહિની; મોહિની તું મને આમાં મદદ ન આપી શકે ?

હું સ્ત્રી જાતિ શું કરી શકું ? જ્યારે તમારા જેવા જવાંમર્દની અક્કલ ચાલતી નથી તો પછી મારૂં અબળાનું શું ગજું ? મોહિનીએ કહ્યું.

મોહિની ! જો તું કોઇ પણ રીતે મહારાજા સુરેંદ્રસીંહને તારી પ્રપંચ યા મોહજાળમાં ફસાવી અહાથી ત્રણ ચાર ગાઉ ઉધ્યાન છે ત્યાં લઇ જાય તો પછી આપણું કાર્ય પૂર્ણ થયુંજ સમજી લે.

પણ તેને કેવી રીતે ફસાવવો તેનો ઉપાય તો કહો ? મોહિનીએ અતીતાનંદને પુછ્યું.

જો તારે યોગિનીનો વેશ ધારણ કરી તેના મહેલ પાસે ગાતા ગાતા જવું, સુરેંદ્રસીંહ સંગીતનો ઘણો શોખીન છે એટલે તે તને અંદર બોલાવશે, ત્યાં જઇને તારે રાજાને તારા વચન પર શ્રધ્ધા બેસે તેવું બોલવું છેવટે એકાદ દીવસ ઉપર તેં કોઇ દીવાના જેવા જણાતા યુવાનને પેલા બગીચા પાસે ફરતો જોયો હતો તેમ કહેવું તેં આટલું કર્યું એટલે સુરેંદ્રસિંહ આપણા પંજામાં ફસાયોજ સમજી લે આમ કહી અતીતાનંદે પાસે પડેલા ટેબલપરથી મદિરાનો શીશો લઇ ગટગટાવતો અને તેમાંથી થોડો મોહિનીને પાતો ચેનચાળા કરવા લાગ્યો.

આવી રીતે બન્નેનો વાર્તાલાપ થતો હતો તેવામાં એકાએક કોઇએ છીંક ખાધી હોય તેવો અવાજ સાંભળીને, બેઉ જણા ચમકી ઉઠયાં અતીતાનંદ સ્વામી ગુસ્સાથી લાલચોળ થઇ ગયો અને સધળે

સ્થળે જોયું પણ કોઇ જણાયું નહીં, તેથી મોહિનીને ઉદ્દેશીને બોલી ઉઠયો મોહિની! આપણને ભ્રમ થયો હવું મને ભાસે છે.

નહીં, ભ્રમ ન હતો. શરૂઆતમાંજ છીંક થઇ એટલે મારો અંતરાત્મા આ કાર્યમાં પડવાની મને ના કહે છે મોહિની અતીતાનંદની સોડમાં છુપાતી બોલી ઉઠી.

શું તું મારૂં આટલું પણ કામ નહીં કરે? મોહિની શું મારા તારા પરના પ્રેમની આ કીંમત? મોહિની મોહિની હું તને ફરીથી કહું છું કે મારા કાર્યમાં મદદ કર અતીતાનંદ સ્વામિ મોહીનીને ડરી ગયેલી જોઇ બોલી ઉઠયા.

એટલામાંજ બહારથી એકાએક શબ્દ આવ્યો કે તમારી ધારણા કદાપિ પૂર્ણ થવાની નથી આ શબ્દ સાંભતાજ મોહિની હોશકોશ ઉડી ગયા તે સ્વામિ અતીતાનંદને વળગી પડી.

અતીતાનંદ સ્વામિ મોહિનીને હિંમત આપી શબ્દો ઉચ્ચારનાર વ્યકિતની તપાસ માટે બહાર જઇને જુએ છે તો કોઇ જણાયું નહીં તેથી નિરાશ થઇને અતીતાનંદ સ્વામિ મોહિની પાસે આવી પહોંચ્યા.

અતીતાનંદ સ્વામિને આવેલા જોઇ મોહિની તેની પ્રત્યે બોલી ઉઠી! શું દુશ્મન પકડાયો?

નહીં, દિલદાર મોહિની: શા માટે ગભરાય છે જ્યાં સુધી તું મારા રક્ષણમાં છે ત્યાં સુધી કોઇ દેવનો દિકરો પણ તારો વાળ વાંકો કરવાને સમર્થ નથી. મોહિની તારા ભ્રમને તજી દે. ચાલ આ મધુરા મદિરાના પ્યાલાને તારા પેટમાં સ્થાન આપી દે એટલે તારા શરીરમાં આપો આપ ચેતન આવી જશે આમ કહી

અતાતાનંદ સ્વામિ બેચાર પ્યાલા ગટગટાવી ગયો. મોહિનાને પણ એકાદ પાઇ દીધો જેથી તે પણ સ્ફુર્તીમાં આવી ગઇ.

મદિરાના ઘેનમાં વિકારી નેત્રે અતાતાનંદ મોહિની પ્રત્યે બોલી ઉઠયો ઓ સ્વર્ગની રંભા આવ તારા ગુલેગુલાબી અધરામૃતનું પાન કરાવી મને તૃપ્ત કર આમ કહી તેણે મોહિનીને તેના બાહુપાશમાં પકડી અને હૃદયદાન દીધું. મદિરાના મદમાં મસ્ત થએલા અતીતાનંદ અને મોહિની નિંદ્રાધીન થઇ ગયા.



# પ્રકરણ ૧૨ મું.



## મોહિનીની પ્રપંચજાળ.

એક દિવસે સંધ્યાકાળના સમયે મહારાજા સુરેંદ્રસીંહ યુવરાજ લાવણ્યસીંહ સંબંધી વિચાર કરતા બેઠા હતા તેવામાં એકાએક એક યોગિની રાજ્ય મહેલ પાસે હાથમાં સીતાર લઇ આવી પહોંચી અને ગાવા લાગી.

યોગિનીનો સુમધુર સ્વર અને મનોહર ગાન, વાયુની સાથે મિશ્રિત થઇ ગાજી રહ્યું. મહારાજા સુરેંદ્રસીંહ જયાં લાવણ્યસીંહ સંબંધી વિચારો કરતા બેઠા હતા ત્યાં તેમના કર્ણમાં આ ગાનતાનના ભણકારા વાગવા લાગ્યા, અને તેનું હૃદય પણ આ મધુરા સંગીતથી જે દિશામાંથી આ સુમધુર ગાન સંભળાતું હતું તે દિશા તરફ આકર્ષાયું. થોડો સમય આ પ્રમાણે સંગીતને શ્રવણ કર્યા પછી તે સંગીતની ઉત્તમતા અને મધુરતાથી આકર્ષાઇ તેણે સીપાઇને આ મધુરા સંગીતના ગાનારને તેની હાજરીમાં લાવવા હૂકમ કર્યો.

અલ્પ સમયમાંજ પહેરેગીર એક સ્વરૂપવંતી અબળા કે જેણે ભગવી કંથા ધારણ કરી છે તેને લઇને મહારાજા સમક્ષ ઉપસ્થિત થઇ ગયો. યોગિની મહારાજા સુરેંદ્રસીંહ પાસે નમ્ર ભાવે ઉભી રહી. યોગિની હોવા છતાં તેના મુખમંડળપર કંઇક લજ્જાના ચિહ્ન જણાતા હતા. યોગિનીને શાંત ચિત્તે ઉભી રહેલી જોઇ મહારાજા સુરેંદ્રસીંહ તે યોગિની પ્રત્યે બોલી ઉઠયા 'તમારૂં નિવાસ સ્થાન કયાં?'

'અહીંથી થોડેજ દૂર સરિતાને કિનારે એક પર્ણકુટીમાં રહું છું.' યોગિની બોલી.

વાંચક! મારે અહિંજ જણાવી દેવું જોઇએ કે, આ યોગિની તે બીજી કોઇ નહી પણ સ્વામિ અતીતાનંદની આજ્ઞાથી મહારાજા સુરેંદ્રસીંહને ફસાવવા આવેલી સ્વામિ અતીતાનંદની સ્નેહભાગીની મોહિનીજ હતી.

'તમારો કંઠસ્વર બહુજ મિષ્ટ છે. માટે કાંઇક ગાવ આ વ્યથાથી પીડાતાને શાંતિ આપો' મહારાજા સુરેંદ્રસીંહે જણાવ્યું.

સુરેંદ્રસીંહની આજ્ઞાથી થોડાજ સમયમાં યોગિની કહો કે મોહિની કહો જે કહો તે. તેણે મધુર સ્વરે ગાવાનો આરંભ કર્યો તેનો મધુર સ્વર મહારાજા સુરેંદ્રસીંહના હ્રદયને આકર્ષિત કરવા લાગ્યો. ગાન પૂર્ણ થતાં મોહિની મહારાજા સુરેંદ્રસીંહ પ્રત્યે બોલી ઉઠી 'મહારાજ સંધ્યાનો સમય થઇ ગયો છે માટે રજા હોય તો હું મારા આશ્રમ પ્રતિ ચાલી જાઉં.'

તમારા સુમધુર ગાનના શ્રવણથી હું મારૂં સઘળું દુઃખ ભુલી ગયો છું. માટે એકાદ બીજું પણ ગાન સંભળાવવા કૃપા કરશો. મહારાજા સુરેંદ્રસીંહે યોગિનીને ગાવાનો આગ્રહ કર્યો.

યોગિનીએ મહારાજા સુરેંદ્રસીંહના આગ્રહને વશ થઇ ફરીથી સીતાર હાથમાં લીધી અને ગાવાનું શરૂ કર્યું. યોગિનીનું ગાન શ્રોતાજનોને પાણી પાણી કરી રહ્યું હતું. મહારાજા સુરેંદ્રસીંહ ગાનના શ્રવણમાં એવા તો લીન થઇ ગયા હતા કે ગાન કયારે બંધ થયું તેનો તેમને ખ્યાલ રહ્યો નહી.

યોગિની સ્વર્ગ સુંદર છે. તેની ઉમર ચોવીસ પચીસ વર્ષની હોય તેમ જણાય છે, ભગવું વસ્ત્ર અને ભસ્મ તેના સૌંદર્યમાં ઓર વધારો કરી રહયો છે. આવી સ્વરૂપ સુંદર અબળાએ શા માટે સંસારનેજ તજયો હશે. આવી કલ્પના કરતાં કરતાં મહારાજા સુરેંદ્રસીંહ થોડા સમય સુધી યોગિનીના સામુ જોઇ રહ્યા. છેવટે મહારાજા સુરેંદ્રસીંહ યોગિની પ્રત્યે બોલી ઉઠયા 'યોગિની દેવી' તમે આટલી ઉમરમાં આવું કઠીન વ્રત કેમ અંગીકાર કર્યું છે? શું એમાં કાંઇ ભેદ સમાયલો? તમારી વાતચીતપરથી, તમારાં ગાનથી, તમારાં સ્વરમાંથી હરેક રીતે કરૂણ અને પ્રેમરસ અનીચ્છિનપણે વહી રહયો છે તો તેનું કારણ જણાવવા કૃપા કરશો?

'મહારાજ સંસારમાં દુઃખ સિવાય સુખ છેજ નહી. અમુક કારણોને લીધે મારે આજે આ યોગિનીનો વેશ અંગીકાર કરવો. પડયો છે તેમાં શંકાને સ્થાન હોઇ શકેજ નહી તેથી શું થવાનું! હવે તે સ્મરણ કરી આત્માને દુઃખ આપવું નકામું છે આમ કહી હૃદય વેશધારી યોગિની મોહિની એક દીર્ઘ નીશ્વાસ નાખીને પુતળાની માફક સ્તબ્ધ બની ગઈ.'

'એમ હું પણ માનું છું કે આ અસાર સંસારમાં દુઃખ સિવાય સુખની કલ્પના કરવી તે પણ એક મુર્ખાઇ મનાઇ છે. આ સંસારમાં

દુ:ખ સિવાય સુખની પ્રાપ્તીજ નથી. યોગિની દેવી, હુ પણ તમારીજ માફક આ સંસારરૂપી સાગરમાં ગોથાં ખાતો દુ:ખના દાવાનળ અનુભવી રહ્યો છું. મારો એકનો એક પુત્ર, મારા અતુલ સામ્રાજ્યનો વારસ, મારી રાંકડી પ્રજાનો ભવિષ્યનો પાલનહાર આજે કેટલાએ દિવસો થયાં કાંઇ ચાલ્યો ગયો છે જેનો બીલકુલ પત્તોજ નથી. આ સંસારના મોજ શોખ, વૈભવ વિલાસ મારા પુત્રના વિયોગમાં મને ઝેર સમાન લાગે છે. મને મારા યુવરાજના વિરહમાં કયાંઇ શાંતિ મળતી ન હતી પરંતુ તમારા સુમધુર સ્વરે મને કાંઇક શાંતિ અર્પી, મારી ચિંતા અને પુત્ર વિશેની ભિતિને એક પળને વાસ્તે દૂર કરી દીધી. યોગિની દેવી! તમારા વર્તનપરથી તો તમે 'યોગિની નહીં પણ કોઇ વિયોગિની હો તેમ જણાય છે. જ્યારે આપને કોઇ ચીજની જરૂર પડે ત્યારે આ સેવકને ફરમાવશો તો હું મારાથી બનતી યથાશકિત તમોને મદદ કરીશ' મહારાજા સુરેંદ્રસીંહે લંબાણ પુર્વક વિવેચન કર્યું.

મહારાજ તમારી સાધુસંત તરફની અદભુત દયા માટે પરમાત્મા તમારૂં કલ્યાણ કરો, આ સંસારમાં હું કોઇ પણ ચીજની અપેક્ષા રાખી ફરતી નથી મેં જેવા પ્રકારથી આ સંસારની માયાનો ત્યાગ કર્યો છે તેવાજ પ્રકારે હું તે નિભાવવા ઇચ્છું છું. હું હવે સંસારની મીથ્યા મોહ જાળમાં ફસાવા ઇચ્છતી નથી. હું રાત્રિ દિવસ માનવ-સમાજના કલ્યાણાર્થે આમ તેમ ભટકયા કરૂં છું. આજે અહીં અચાનકજ આવી ચઢી હતી ત્યાં તમારા જેવા પ્રજાપાળક નૃપાળના દર્શન થયાં. રાજન! હું તમારૂં કષ્ટ કાપવા મારાથી બનતો પ્રયત્ન કરીશ તમારા યુવરાજનો પત્તો મેળવી તે સમાચાર હું તમોને થોડા વખતમાં મોકલાવીશ' વેશધારી યોગિનીએ કહ્યું.

મહારાજા સુરેંદ્રસીંહે સીપાઇને યોગિનીને પાંચ સુવર્ણ મહોર આપવાનું કહ્યું, ત્યારે યોગિની એકાએક બોલી ઉઠી કે, 'રાજન! અમારે સંસારથી વિરક્તિઓને હવે ધનની શી જરૂર છે? અમો સાધુ સંતોને તો મુઠી અન્ન મળ્યું એટલે થયું.'

'જેવી તમારી આજ્ઞા. દેવીને અન્નદાન આપો' પાસે ઉભેલા માણસ પ્રત્યે મહારાજા સુરેંદ્રસીંહ બોલી ઉઠયા.

થોડાજ સમયમાં માણસ ચોખાનું પાત્ર ભરી લાવ્યો, જેનો વેશધારી યોગિનીએ સહર્ષ સ્વીકાર કર્યો. અને જતાં જતા મહારાજા સુરેંદ્રસીંહ પ્રત્યે બોલી ઉઠી. 'રાજન! કદાચ આપના પુત્રનો મને પત્તો મળી ગયો તો શું તમો મારા વચનપર વિશ્વાસ મૂકી યુવરાજને લેવાને તે સ્થળે જશો કે?'

'અવશ્ય! તેમાં શંકાને સ્થાન હોઇ શકેજ નહી માતા!' મહારાજ સુરેંદ્રસીંહ બોલી ઉઠયા.

એવામા એકાએક એક ભેદી અવાજ સંભળાયો કે, 'રાજન! સુરેંદ્રસીંહ! માયાવીઓની જાળમાં ના ફસાતો, નહીતર તારા કુળનું ભવિષ્ય ઉજ્જવળ જણાતું નથી.'

આ શબ્દો સાંભળતાંજ મહારાજા સુરેંદ્રસીંહ ચમકી ઉઠયા અને બેબાકળા થઇ બોલી ઉઠયા કે, 'તપાસ કરો કે એ કોણ છે? કોણ છે પહેરાપર?'

'રાજન' તપાસ કરવાની કઇ આવશ્યકતા હોય તેમ જણાતી નથી. હું પોતેજ તમારી સમક્ષ ઉપસ્થીત થાઉં છું. એમ કહી આપણી પુર્વ પરીચિતા યોગિની કે જેના એક હાથમાં ત્રિશુળ શોભી રહ્યું છે, કેમ જાણે મહામાયા દાનવોનો નાશ કરવાને ના જતી હોય તેવું

સ્વરૂપ આ વખતે યોગિનીનું જણાતું હતું. આપણી યોગિની ત્યાં આવી. આ છદ્મ વેશધારી યોગિની પ્રત્યે બોલી ઉઠી 'અહીં શા માટે આવી છે? પિશાચીની અહીંથી એકદમ ચાલી જા. જો જરા પણ વીલંબ કર્યો છે તો આ ત્રિશુળથી તારા હૃદયને ભેદી નખીશ.'

છદ્મ વેશધારી યોગિની આ દેખાવ જોઇને ભયથી કંપી ઉઠી બોલવાની શક્તિ પણ કોણ જાણે ક્યાંએ ચાલી ગઇ. યોગિનીનું મહાકાળી સમાન ઉગ્ર સ્વરૂપ જોઇ છદ્મ વેશધારી યોગિની મોહિની તેના મનમાં બોલી ઉઠી કે, 'અહીં ક્યાંથી એ આવી પડી. મારાં કર્મના શું ભોગ હશે કે આ કાળીકા અહીં આવી ચઢી?' મહારાજા સુરેંદ્રસીંહ પણ દિંગમૂઢ બનીને આ શું બન્યું તે જોવા લાગ્યા.

'રાજન! સાવધાન!! હું ફરીથી તને ચેતવણી આપું છું કે, માયાવીઓની મોહજાળમાં ન ફસાતો, કોઇના શબ્દમાધુર્યમાં ન લોભાતો નહીંતર તારી અને તારા કુટુંબની પાયમાલી સમજજે. તું એમ ના સમજતો કે તું મહારાજા છે તેથી નિર્વિઘ્ન છે પરંતુ તારે તો બહુજ સંભાળીને રહેવાનું છે.'

આટલું કહી આ છદ્મ વેશધારી યોગિનીને ધક્કો મારી આપણી ત્રિશુળધારીણી યોગિની ત્યાંથી એકાએક અંતરધ્યાન થઇ ગઇ. તે ક્યાં ચાલી ગઇ તેની કોઇને ખબર પડી નહી. આ ગડબડનો લાભ લઇ છદ્મ વેશધારી યોગિની પણ ત્યાંથી પલાયન કરી ગઇ. મહારાજા સુરેંદ્રસીંહ તો આ અણધાર્યો બનાવ બનેલો જોઇ ગાભરા બની ગયા. ધન્ય છે પરોપકારી જીવન ગુજારતી યોગિનીને!



# પ્રકરણ ૧૩ મું.

---

## પ્રપંચીઓનું મંડળ.

રાત્રિના બાર વાગવાનો સમય થઇ ગયો હતો. આકાશમાં તારલાઓ ઝગઝગી રહ્યા હતા. નિશાચરો અને અભિસારીકાઓ પોતપોતાના કાર્યમાં મગ્ન થઇ ગયેલા જણાતા હતા. આ સમયે સ્વામી અતીતાનંદના પ્રપંચી અનુયાયીઓનું પ્રપંચી મંડળ કોઇના આગમનની રાહ જોતું મદિરાપાન સાથે રમણીઓના સૌંદર્યની વાર્તાલાપ કરતું બેઠું હતું.

આવી રીતે તેઓએ બે કલાક સુધી ગપાટા માર્યા પરંતુ જેનાં રાહ જોતાં તેઓ બેઠા હતા તે હજુ સુધી આવ્યું નહી તેથા તેઓ નિરાશ નહી થતા વધારે મદિરાપાન કરવા લાગ્યા.

એવામાં એકાએક કોઇના આવવાનો પગરવ સંભળાયો. સર્વ કોઇની નજર તે તરફ ગઇ. તે આવનાર વ્યકિત છેક નજીક આવી પહોંચતાં સર્વ કોઇ જેના આગમનની રાહ જોતા બેઠા હતા તેના આવી પહોંચવાથી આનંદમાં આવી ગયા. પર ઓીલંપટ સ્વામી અતીતાનંદ મોહિનીને આવતી જોઈ ઉઠી મોહિનીને ભેટી પડયો. તેને પોતાના બાહુપાશમાં જકડી લીધી અને તેના અધરપર ચુંબનનો વરસાદ વરસાવતો મંડળની વચમાં મોહિની સાથે જઇ બેઠો.

સર્વ કોઇ જાણતા હતા કે મોહિની અવશ્ય સુરેંદ્રસીંહને તેની મોહજાળમાં ફસાવી આવી હશે હવે આપણો બેડો પાર. સ્વામી અતીતાનંદ મહારાજા અને અને મોહિની રાજ્યરાજેશ્વરી પરંતુ

મોહિનીનો સફેદ ચહેરો અને ઉતરી ગયેલું મોઢું જોઇ સર્વના મનમાં ફાળ પડી. મંડળની મધ્યમાં મોહિનીએ જગ્યા લેતાં ધર્મો ધુતારો સ્વામી અતીતાનંદ મોહિની પ્રત્યે બોલી ઉઠયો કે 'કેમ મોહિની! સુરેંદ્રસીંહ આબાદ ફસાયો કે?'

સ્વામી અતીતાનંદના આ પ્રશ્નનો કાંઇ પણ જવાબ નહીં આપવાં મેહિની ચુપચુપ બેસી રહી.

જયારે મોહિનીએ આ પ્રશ્નનો જવાબ ન આપ્યો ત્યારે સર્વના મનમાં ચિંતાએ પ્રવેશ કર્યો. સર્વ કોઇ એકી સાથે બોલી ઉઠ્યા કે 'રાજયરાજેશ્વરી સ્વામીજીના પ્રશ્નનો જવાબ આપી અમારા આત્માને શાંતિ આપો.'

સ્વામીજી અને મારા બાંધવો, સુરેંદ્રસીંહનો પીછો પકડવો છોડી ધ્યો. તેમાં સારૂં ફળ નહીં આવે' મોહિની બોલી ઉઠી.'

મોહિની! તું આ શું બોલે છે? શું તું રાજયરાજેશ્વરી થવા નથી ઇચ્છતી? શું તું સુરેંદ્રસીંહના સૈનીકોથી ડરી ગઇ? ડર નહી, મોહિની; ડર નહી. જ્યાં સુધી તું મારા આશ્રય હેઠળ છે ત્યાં સુધી કોની તાકાત છે કે તારો વાળ પણ વાંકો કરી શકે?' આમ કહી મોહિનીને સ્વામી અતીતાનંદે તેના બાહુપાશથી જકડી લીધી.

'સ્વામીજી, હું તમારા કાર્ય સામેલ થવા નથી ઇચ્છતી' મોહિની બોલી.

'મોહિની મોહિની! તું અવશ્ય ભયભીત થઇ હોય એમ જણાય છે. કહે જોઇએ મોહિની એવો તે શું પ્રસંગ બન્યો કે તું આટલી બધી ડરે છે?' સ્વામિ અતીતાનંદે ફરીથી પુછ્યું.

હું સુરેંદ્રસીંહ કે લાવણ્યસીંહથી ડરતી નથી પરંતુ પેલી ત્રિશૂળ

ધારી યોગિનીના ચમકતા નેત્રામાંથી ઝરતા અંગારાથી ડરી મરૂં છું.' મોહિનીએ પોતાના ભયનું કારણુ દર્શાવ્યું.

શું તે બલા તને ત્યાં પણ નડી હતી કે? નક્કી કોઈ આપણા કાર્યમાં ખલેલ નાખવા ઇચ્છે છે. પરંતુ તે આપણા કાર્યમાં ખલેલ નાખનાર વ્યક્તિ હજુ આ સ્વામી અતીતાનંદથી તદ્દન અજાણુ હોય એમ જણાય છે નહીતર તે મારા અનુનાયીઓ સાથે આટલી બાથ ભરવાની હામ ભીડત નહી. ઠીક પણ મારે સત્વરે દેવીને ભોગ આપી પ્રસન્ન કરવા પડશે અને આ યોગિનીને દુર કરવા વરદાન માગવું પડશે. મોહિની! ડર નહીં. તારા ગુલે ગુલાબી ગાલના ચુંબનથી તો મારામાં અજબ ચેતન અને સ્ફુર્તિ આવે છે. આ જગતમાં તો ફક્ત તારી સાથે રતિપાન અને મદિરાપાન એજ આ જીવનનુ અમુલ્ય સાધન છે. સ્ત્રીઓનો સહવાસ અને સુરાનું સેવન એજ આ જીવનનો હેતુ છે. એમ કહી પાસે પડેલા પ્યાલામાંથી સુરાને ગટગટાવી જઇ સ્વામી અતીતાનંદ તેના અનુનાયીઓના દેખતાં મોહિનીની નિર્લજ્જ મશ્કરી કરવા લાગ્યો.

સ્વામી અતીતાનંદને આમ કરતો જોઇ મંડળમાંનો એક મનુષ્ય બોલી ઊઠયો 'પણ પેલી યોગિનીની બીતી તો ટાળો પછી તમારી ઇચ્છામાં આવે તેમ કરજો.'

ગોગિનીનું નામ સાંભળતાંજ સ્વામિ અતીતાનંદનો ક્રોધ ભભુકી ઉઠયો તે રાતો પીળો થઇને બોલી ઉઠયો. આજે તે યોગિનીને પણ હું મારૂં પણી બતાવી આપીશ. જાવ તમો પણ આપણા મંડળના શિષ્ય શિષ્યાઓને લઇને દેવીના મંદીર પાસે આવી પહોંચ્યો. આજે મદિરાપાન અને ભોગથી હું દેવીને પ્રસન્ન કરવા માગું છું' આમ

કહી તે મોહિનીના ગળામાં હાથ નાખી મોહિની સાથે દેવીના મંદીર તરફ જવાને રવાના થઇ ગયો.

અલ્પ સમયમાંજ દેવીના મંદીર પાસે સ્વામી અતીતાનંદના શિષ્ય શિષ્યાઓનું મંડળ એકઠું થયું. સર્વ કોઇ સ્વામી અતીતાનંદના આગમનની રાહ જોતાં પોતપોતાના ઇચ્છીત જોડાં સાથે આનંદનો ઉપભોગ કરી રહ્યાં હતાં તેવામાં સ્વામી અતીતાનંદ મોહિની સાથે ત્યાં આવી પહોંચ્યા. સર્વ તેને નમન કરીને એક બાજુ ઉભા રહ્યાં. સ્વામી અતીતાનંદે દેવીની પુજા કરી આરતી ઉતારી અને દેવી પ્રત્યે તે સ્તુતિ કરવા લાગ્યો કે 'ઓ માતા! આ કમજાત યોગિની મારા દરેક કાર્યમાં વિઘ્ન પાડયે જાય છે માટે તેનો તું સત્વરે નાશ કરી મને તેના ભયથી મુકત કર.'

અતીતાનંદ આ શબ્દો હજુ પુરા બોલ્યો પણ નહી હોય ત્યાં ચાર ભગવી કફની જેણે ધારણ કરી છે, જેના હાથમાં ત્રિશૂળ શોભી રહ્યાં છે તેવી યોગિનીઓ ત્યાં આવી પહોંચી. આ ચાર યોગિનીઓ-માંથી આપણી પરિચિત યોગિની આગળ આવીને સ્વામિ અતીતા-નંદ પ્રત્યે બોલી ઉઠી 'અતીતાનંદ શા માટે કુકૃત્યો કરી રહ્યો છે? સાધુવેશ ધારણ કરી શા માટે વિલાસની છાયામાં ફસાતો જાય છે? ભલા કાંઇક તો તારા જીવનનું કલ્યાણ કર.'

'ચાંડાળણી તું મને ઓળખે છે કે હું કોણ? અતીતાનંદ સ્વામી એટલે બે ઘડી વાયુની સાથે પણ બાથ ભીડનાર! સમજ! સમજ! તું ગમે તે હોય. આવ મારા બાહુપાશમાં લપટાઇ અનેરૂં સુખ ભોગવ.' સ્વામી અતીતાનંદ યોગિની પ્રત્યે બોલી ઉઠયો.

'અતીતાનંદ! તારા દેહનું સાર્થક કર. આ માનવદેહ ફરી ફરી મળવાનો નથી. જ્યારે પરમકૃપાળુ પરમાત્માએ તને આવો

અમુલ્ય દેહ આપ્યો છે ત્યારે તેને તું શા માટે વેડફી નાંખે છે? માનવદેહ ધરી જરા તો સત્કર્મ કર. પરમાત્માના નામનો ઉચ્ચાર કરી આ ભવસાગર તરી જાને? શા માટે આ અસાર સંસારમાં ગોથાં ખાય છે?' યોગિનીએ અતીતાનંદને સદુપદેશ આપ્યો.

ભગવાન! પરમાત્મા! તે છેજ કયાં? હું પોતેજ પરમાત્મા છું. હું ભગવાનને માનતોજ નથી. ધર્મગુરૂ એટલે શું? સાધુ, સંત અને મહાત્માઓ એટલે કોણ તે તું જાણે છે? સાધુ, સંત, મહાત્મા અને ધર્મગુરૂ સાક્ષાત્ પરમાત્માની પ્રતિકૃતી છે માટે તેમની આજ્ઞાને શિરોમાન્ય રાખી, તેમના વચનને વેદવાકય સમજી ચાલવાથીજ તમારો ઉદ્ધાર છે. ઓ વેશધારી યોગિની એક ધર્મગુરૂ તરીકે હું તને રંગરાગ અને વિલાસ માણવાની રજા આપું છું, કામી અતીતાનંદ સ્વામી યોગિની પ્રત્યે બોલી ઉઠયો.

'ચાલો: આ પાપીને પાપની સજા થયા સિવાય તેની આંખ ઉઘડવાની નથી' તેમ કહીને જેવી રીતે આવી હતી તેવી રીતે યોગિની ત્યાંથી ચાલી ગઇ.

યોગિનીને જોતાંજ મોહિની તો ગભરાઇને અતીતાનંદ સ્વામિની ગોદમાં છુપાઇ ગઇ હતી. યોગિનીના ચાલ્યા જવા પછી અતીતાનંદ સ્વામી તેમના અનુયાયીઓ પ્રત્યે બોલી ઉઠયો 'આ સંસારમાં આવી યથેચ્છ રંગરાગ અને ભોગવિલાસ માણવો તેજ આ સંસારમાં આવવાનું કારણ છે માટે જાવ તમો પણ સુરાપાન કરી યથેચ્છ રંગરાગ માણો' આમ કહી મોહિનીના ગાલપર ચુંબન લઇ અતીતાનંદ સ્વામીએ મોહિનીના ગળામાં હાથ નાંખ્યો અને ત્યાંથી તેના અનુયાયીઓને વિલાસનો ઉપભોગ કરવા દઇ તે મોહિની સાથે ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૪ મું.



## મુક્તિના માર્ગે.

રાત્રિ પડવાથી આજે પણ મઠનો અધિક ભેદ પામવાના ઉત્સાહથી યુવરાજ લાવણ્યસીંહ પોતાની કોટડીનું બારણું બંધ કરીને પોતાના કાર્ય માટે ચાલ્યો ગયો. ભોંયરામાં અંધારે અંધારે ચાલ્યા જતાં તેણે આજે દરરોજનો રસ્તો નહી લેતાં કાંઇક નવિન જાણવાના હેતુથી તેણે આજે બીજોજ રસ્તો પકડયો. અલ્પ સમયમાં તે એક બંધ ઓરડા પાસે આવી પહોંચ્યો, તેને ધક્કો મારતાંજ તેના બારણાં ખુલી ગયા. લાવણ્યસીંહ પણ કાંઇ ભેદ પામવાના હેતુથી અંદર ગયો જેવો તે ઓરડાની અંદર ગયો કે તરતજ તે ઓરડાના દ્વાર એકાએક બંધ થઇ ગયા. ઓરડાના દ્વાર બંધ થઇ ગયેલા જોઇ લાવણ્યસીંહ તેના મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે આ ઓરડામાંથી કેવી રીતે બહાર નીકળવું. થોડો સમય તે સંબંધી વિચાર કર્યા પછી તે ઓરડાની દિવાલને ચારે તરફ જોવા લાગ્યો કે, ત્યાં કયાંઇ ગુપ્ત દ્વાર છે કે નહિ, પરંતુ જ્યારે તેને દિવાલમાં ગુપ્ત દ્વાર હોવાની આશાજનક કાંઇપણ ખબર ન પડી ત્યારે તેના હોશકોશ ઉડી ગયા અને તે ચક્કર આવવાથી એકાએક નીચે બેસી ગયો. થોડો સમય આ પ્રમાણે બેસી રહ્યા પછી પાછો બ્હાર જવાનો ઉપાય શોધવાના વિચારો તેના મગજમાં આવવા લાગ્યા. તેથી તે ઓરડાની જમીન પર હાથ ફેરવી બારીકાઇથી જોવા લાગ્યો. પરંત આ તેના પ્રયત્નમાં પણ તે નિષ્ફળજ ગયો. તો પણ તેણે તેની શોધ ચાલુજ રાખી.

આખરે પગ પછાડી તે જમીનને જોવા લાગ્યો, તેવામાં એક જગ્યા બોખરી બોલતી હોવાથી ત્યાં ગુપ્ત દ્વાર હોવું જોઇએ. તેવી તેને શંકા આવવાથી તે ત્યાં ખોદવા લાગ્યો. થોડો સમય ખોદ્યા પછી એક પુતળું તેને મળી આવ્યું, કે જેની જીભ બહાર દેખાતી હતી. લાવણ્યસીંહે તે પુતળાની જીભને જોરથી ખેંચી તે તરતજ તે પુતળું ચકર ચકર ફરવા લાગ્યું, અને અલ્પ સમયમાં ત્યાં એક માણસ જઇ શકે તેટલો માર્ગ જણાયો. લાવણ્યસીંહ એકાએક ત્યાં કુદી પડયો. ત્યાંથી આગળ ચાલતાં તેને કોઇ પ્રકાશ આવતો જણાયો. અને તે ત્યાં આવેલા એક ઝાડપર ચઢીને બેઠો. ઝાડની એક ડાળી મઠના અંદરના ભાગમાં પડતી હતી અને બીજી એક ડાળી પાસે વહેતી નદીમાં પણ પડતી હતી તેથી લાવણ્યસીંહને નાસી જવાનો સારો યોગ મળ્યો હતો છતાં પણ આ આવનાર વ્યક્તિ કોણ છે અને શું કરે છે તે જાણવાને માટે તે ઝાડપરજ શાંત હાલ્યા ચાલ્યા સિવાય બેસીજ રહ્યો. અલ્પ સમયમાં તે વ્યક્તિ લાવણ્યસીંહ જે ઝાડ પર બેઠો હતો તેની નીચે આવીને બેસી ગઇ અને કોઇના આવવાની રાહ જોવા લાગી. તેવામાં એકાએક જેની રાહ જોતી તે વ્યકિત બેઠી હતી તે આવી પહોંચી અને બંને વાર્તાલાપ કરવા લાગ્યા કે કાલે નગરશેઠની પુત્રી પદ્મા જે રૂપરૂપનો ભંડાર છે તે તેની સખીઓ સાથે ગામથી ત્રણ ચાર ગાઉ દેવીનું મંદીર છે ત્યાં પુજન કરવા જવાની છે અને સ્વામીજી તે બુલબુલને તે કુમળી કળીના આસ્વાદને ચાખવા માગે છે માટે આપણે કાલે અગાઉથી ત્યાં જઇને છુપાઇ જવાનું છે અને તે બુલબુલને કોઇપણ ન જાણે તેવી રીતે મઠમાં લાવવાનું છે આ પ્રમાણે વાર્તાલાપ કરી

તેઓ ચાલ્યા જવાની તૈયારીમાં હતા તેવામાં એકાએક લાવણ્યસીંહ અતીતાનંદ સ્વામીપરના કોપને લીધે ગંભીર સ્વરે બોલી ઉઠયો! તમારૂં કાર્ય કદાપી પૂર્ણ થનાર નથી!

અચાનક આ શબ્દો સાંભળી તે બંને વ્યક્તિઓ ભયભિત બની ગઇ અને આમ તેમ જોવા લાગી. તેવામાં લાવણ્યસીંહના ચાલવાથી પાંદડા ખખડયા જેથી કોઇ ઉપર છુપાઇ રહ્યું છે તેવી શંકા આવતાં બંને ઝાડપર ચઢીને છુપાઇ ગયલી વ્યકિતને શોધવા લાગ્યા. લાવણ્યસીંહ પકડાઇ જવાની અણીપર હતો. પરંતુ તેણે સમયસુચકતા વાપરીને મઠની બહાર વહેતી સરિતામાં ઝંપલાવ્યું. લાવણ્યસીંહના સદ્ભાગ્યે ત્યાં પાંણી ઉંડુ હતું અને લાવણ્યસીંહને નદીમાં કુદી પડેલો જોઇ આ બંને વ્યકિતમાંની એક પણ નદીમાં પડી તેનો પીછો પકડવાની ઇચ્છા ધરાવતી નહીં હોવાથી લાવણ્યસીંહ અલ્પ મહેનતેજ મઠના ભોંયરામાંથી છુટકારો પામ્યો.

નદીનાં વહનમાં લાવણ્યસીંહ પણ તણાયે જતો હતો. પ્રાતઃકાળ થવાની તૈયારી હતી સંત પુરૂષો અને વિદ્વાનો પ્રાતઃકાળમાં નદીના તીરે સ્નાન કરવાને ચાલ્યા આવતા હતા. તેવામાં પ્રાતઃકાળના આછા આછા પ્રકાશમાં યોગિનીના અનુયાયીઓ કે જે સ્નાન કરવાને નદીએ આવ્યા હતા તેમણે કોઇ સફેદ ચીજને પાણીમાં તણાતી જોઇ. તેને બચાવવાનો નિશ્ચય કરીને એક બે યોગિનીના અનુયાયીઓ તે તણાતી ચીજ તરફ તરતા તરતા જવા લાગ્યા. અલ્પ સમયમાં તેઓ પાણીના વહનમાં તણાઇ જતા લાવણ્યસીંહ પાસે આવી પહોંચ્યા. અને તેને કીનારે લઇ આવ્યા.

આ બંને યોગિનીના અનુયાયીઓના હર્ષનો પાર ન હતો કારણ

કે તેમણે આજે એક મનુષ્યનું જીવન બચાવી પરોપકારનું કાર્ય કર્યું હતું. સ્નાનથી પરવારી સર્વ લાવણ્યસીંહને યોગિનીના આશ્રમમાં લઇ ગયા. ત્યાં ઠંડીમાં કકડી ગયેલા લાવણ્યસીંહને તાપ આપવા લાગ્યા. અલ્પ સમયમાં લાવણ્યસીંહ શુદ્ધિમાં આવ્યો, ત્યારે યોગિની તેની સર્વ હકીકતથી વાકેફ થઇ અને લાવણ્યસીંહ પ્રત્યે બોલી ઉઠી, રાજકુમાર અમારે તમારી મદદની જરૂર છે માટે આ મારો અનુયાયી જ્યાં તમને લઇ જાય ત્યાં આજ રાતના અમારી રાહ જોતાં બેસી રહેજો. એમ કહી થાક અને ભૂખથી પીડાતા લાવણ્યસીંહને ભોજનથી તૃપ્ત કરવાનું કહી યોગિની ત્યાંથી ચાલી ગઇ. લાવણ્યસીંહ પણ ભોજનથી તૃપ્ત બની એકાદ મધુરી નિંદ્રા લઇને યોગિનીના અનુયાયી સાથે તેણે બતાવેલા સ્થળ તરફ જવાને યોગિનીના અનુયાયી સાથે રવાના થઇ ગયો.



# પ્રકરણ ૧૫ મું.



## વનમાં.

કારાગ્રહમાંથી અગીઆરા ગણી ગએલો લાવણ્યસીંહ યોગિનીના અનુયાયીએ જે સ્થળ બતાવ્યું હતું તે સ્થળે બેસીને કેવળ ચિંતા અને વિચારમાં તેનો સમય વિતાડતો હતો. યોગિનીના અનુયાયીઓની રાહ જોતો તે ઘણો સમય સુધી બેસી રહ્યો. રાત્રિના અગીઆર વાગ્યાનો સમય થવા આવ્યો તો પણ કોઈ આવ્યું નહિ તેથ લાવણ્યસીંહ તેઓ કેમ નહિ આવ્યા હોય તે બાબતનો વિચા

કરવામાં તલ્લીન બની ગયો. ચિંતાને લીધે નિંદ્રાદેવીએ તેની સાથે અસહકાર કર્યો હતો. લાવણ્યસીંહ હજુ કેટલો સમય યોગિનીના મનુષ્યોની રાહ જોવામાં ગાળવો પડશે. તેના વિચારો કરતો એકાએક બોલી ઉઠયો. 'હજુ તો ઈશ્વર કૃપાથી બચી ગયો છું, પણ આખરે શું થશે તે તો પરમાત્મા જાણે. આવી રીતે છુપાઇને કેટલા દિવસો કાઢવા પડશે? હા! સમય, તારો મહીમા વિચીત્ર છે! કયાં એ રાજસુખ, દાસ, દાસી, માતા, પિતા અને ભાઇ ભંડુઓનો સહવાસ અને કયાં હાલ એક ભિખારીની માફક એકલા નિર્જન સ્થાનમાં જ્યાં કોઇ પોતાનું કે, પરાયું મળે નહિ; કોઇ મિત્ર કે સહાયક ન હોય ત્યાં પડયા પડયા દિવસો કાઢવા. પિતાજીની તરફના શું ખબર હશે? કોણ જાણે ધર્મી ધૂતારા સ્વામી અતીનાનંદે તેની રાક્ષસી મહત્વકાંક્ષા પોષવા પિતાજી પર શું શું સંકટો પાડયાં હશે?

આટલો બધો સમય ગયો, રાત્રિ પણ ધીમે ધીમે ચાલી જાય છે છતાં પણ કોઇ આવ્યું નહિ માટે મારે હવે આ સ્થળે રહેવું યોગ્ય નથી. પરંતુ મારે જવું કયાં? યોગિની માતાના અનુયાર્યીએ મને આ સ્થળ મુકીને કયાંઈ ન જવામાંજ મારી સલામતી છે તેમ કહ્યું છે ત્યારે હવે મારે શું કરવું? શું એના ઉપર તો કંઇ અણુ-ચિંતવી વિપત્તી તો નહિ આવી પડી હોય? યોગિનીના અનુયાયી બાળક! મારા ઉદ્ધારક કૃપામય બાળક તમે કયાં છો?

આ છેવટનો શબ્દ લાવણ્યસીંહના મોઢામાંથી જે વખતે બહાર નીકળ્યો તેજ વખતે ત્યાં કોઇના આવવાના પગરવનો અવાજ સંભળાયો. લાવણ્યસીંહ એકી ટસે આવનાર વ્યક્તિ તરફ જોઇ રહ્યો હતો તેવામાં હાસ્ય ભરી મુદ્રાએ યોગિનીનો અનુયાયી બાળક લાવણ્યસીંહ પાસે આવીને હાજર થયો.

બાળકને દેખતાંજ લાવણ્યસીંહ અતિ પ્રસન્ન થઇ ગયો અને ઉઠીને બાળકને ભેટી પડયો. અને બાળકને ઉપાડીને વંદન કરવા લાગ્યો.

લાવણ્યસીંહને આમ કરતો જોઇ તે બાળક લાવણ્યસીંહ પ્રત્યે બોલી ઉઠયો હાં, હાં, આ છોકરવાદપણું શું કરો છો? જો આમ કરશો તો હું તમોને અહિંજ મૂકીને ચાલ્યો જઇશ!

શું કરૂં છું? મારૂં જીવન બચાવનારના પાદને વંદન કરૂં છું, બીજું શું? મને જલ્દી આ વિપત્તામાંથી મુક્ત કરવા હું તમોને અરજ કરૂં છું.' લાવણ્યસીંહ યોગિનીના અનુયાર્યા પ્રત્યે બોલી ઉઠયો.

"લાવણ્યસીંહ ગભરાવ નહી. હવે તમારા માટે સુખી દિવસો આવવાને ઝાઝા સમયની વાર નથી. હવે તમને સત્વરે અહીંથી મુકિત મળશે. એ તો બધું ઠીક પરંતુ તમને ખાવાપીવામાં અડચણ તો નથી આવીને?"

"તમારી મારા તરફની અસીમ કૃપા માટે હું તમારો હરહંમેશનો આભારી રહીશ. તમારૂં આપેલું ભોજન મે ખાધું છે અને હજુ પણ પડયું છે. હવે હું વધારે સમય આ સ્થાનમાં રહેવા ઇચ્છતો નથી. માટે સત્વરે મને અહીંથી છુટો કરો" લાવણ્યસીંહ બોલી ઉઠયો.

બંને જણા આવી રીતે વાર્તાલાપ કરતા હતા તેવામાં બહાર કંઇ ખખડવાનો અવાજ થયો. કેમ જાણે કોઇ આવતું ન હોય! લાવણ્યસીંહ અને યોગિનીનો અનુયાયી આ અવાજ સાંભળીને ચમકી ઉઠયા!

'કાંઇક નવીન વિપત્તી આવી પડવાની આગાહી જણાય છે. સાવધાન! આમ કહીને યોગિનીનો અનુયાયી નાસી જવા જતો હતો તેવામાં ભેરવીએ દોડતાં આવીને તેના અનુયાયીનો હાથ પકડી લીધો.

યોગિનીને જોઇ લાવણ્યસીંહ અત્યંત આનંદમાં આવી ગયો અને યોગિની પ્રત્યે બોલી ઉઠયો માતા! હું તો તમારો શબ્દ સાંભળતાંજ ભયથી વ્યાકુળ થઇ ગયો. હું સમજ્યો કે વળી કંઇ નવિન આફત આવી પડી પણ નહીં અત્યારે તો ઇશ્વરની કૃપાથી તમારાં દર્શન પામ્યો."

"લાવણ્યસીંહ! તું યુવરાજ છતાં આવું કષ્ટ પામે છે તે જોઇ મારાથી સહન કરી શકાતું નથી. હું ધારૂં તો તને અત્યારે ને અત્યારે અહીંથી લઈ જઇ શકું તેમ છું. પરંતુ હજુ એવા કેટલાક કાર્ય કરવાના છે કે જેમાં મને તારી મદદની ખાસ જરૂર છે અને તેમાં તારો પણ સ્વાર્થ છે, તેથીજ હું તને હજુ પણ કહું છું કે થોડા દિવસ ધૈર્ય રાખી કષ્ટ સેવી લે. પરમાત્મા તારૂં કષ્ટ કાપી સુખનો સૂર્ય ઉગાડશે' યોગિનીએ લાવણ્યસીંહને આશ્વાસન આપતાં કહ્યું.

'માતા હું દરેક રીતે તમારી આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છું. પરંતુ માતાપીતાથી વિખુટા પડયાને ઘણો સમય થઇ ગયેલો હોવાથી હવે વધારે વખત સહન કરી શકતો નથી' લાવણ્યસીંહ યોગિની પ્રત્યે બોલી ઉઠયો.

'શું તારી આ સ્થાનને તજી જવાની ઇચ્છા છે?' યોગિનીએ લાવણ્યસીંહને પુછયું.

'હા, માતાજી! હવે તો મને આ ભયંકર સ્થાનમાંથી બહાર કહાડો તો સારૂં' લાવણ્યસીંહ બોલ્યો.

'જો હવે હું જાઉં છું પરંતુ જતાં જતાં તને ચેતવણી આપતી જાઉં છું કે, સાવધ થઇને અહીં રહેજે. અતીતાનંદના મનુષ્યો તારી શોધમાં ચોતરફ ફર્યા કરે છે સંભવ છે કે કદાચ તે લોકો અહીં પણ આવી પહોંચે એટલા માટે તારા જીવનની સલામતી માટે હું

તને ફરીવાર ચેતવણી આપું છું કે, તારે આ બારણાને હંમેશને માટે બંધ રાખવું. એ દ્વારને ઉઘાડવાનું સામર્થ્ય મારા સિવાય બીજા કોઇમાં નથી. તેમ છતાં પણ જો કદાચ કાંઇ બહાર જવાની તારી ઇચ્છા હોય તો લે આ ચાવી. એનાથી સામેનો દરવાજો ઉઘાડીને પછી બંધ કરીને આગળ ચાલ્યો જજે. પછી થોડો સમય એવી રીતે આગળ ચાલ્યો જઇશ ત્યારે તને એક સુરંગ દેખાશે. એ સુરંગની અંદર સીધે સીધો ચાલ્યો જજે. આવી રીતે અમુક સમય ચાલ્યો જવા પછી એક મોટો દરવાજો તારી નજરે પડશે. તે દરવાજો પણ આ ચાવીથી ઉઘડી શકશે. તે ઉઘાડીને તું અંદર જજે. જ્યાં એક મનોહર ફળ ફુલોથી લચ્ચોપચ્ચો એક બાગ તને દેખાશે જ્યાં તું આનંદથી બેચાર કલાક ફરી સુખેથી વિશ્રાંતિ લઇ શકશ. પરંતુ સાવધાન! આ સ્થળ તજીને ક્યાંઇ જતો નહી તારી જાતનું બરાબર રક્ષણ કરજે. તારી જાતને સંભાળજે! યોગિનીએ લાવણ્યસીંહને બરાબર સંભાળીને રહેવાની સુચના આપી.

'માતાજી! હું તમારી આજ્ઞા પ્રમાણેજ મારૂં વર્તન કરીશ. પરંતુ કહો તો ખરાં કે માતા પિતાશ્રી શું સ્થિતિમાં છે. તેઓ તો પકડાઇ ગયાં નથીને?' લાવણ્યસીંહે પૂછ્યું.

'એનો વાંકો વાળ કરવાની કોઇનામાં તાકાદ નથી માટે તું નિશ્ચિંત રહે. ઠીક હવે હું જાઉં છું. સંભાળીને રહેજે. પરમાત્મા તારૂં કલ્યાણ કરો. આમ કહીને જેવી રીતે ઝપાટાબંધ યોગિની આવી હતી તેવી રીતે ત્યાંથી એકદમ અદશ્ય થઇ ગઇ.

યોગિનીના ચાલ્યા જવા પછી લાવણ્યસીંહ તેની સ્થિતિ વિશે વિચાર કરતાં બોલી ઉઠ્યો 'ઓ! પરમાત્મા! ઓ દેવાધી દેવ! તારી

અફળ કળા છે. તું પળમાં રાયને રંક, રંકને રાય બનાવે છે. જગતમાં મનુષ્યના પાપ કર્મનીજ તું આજ ભવમાં તેને સજા આપી તેના કરેલા કર્મોનું ફળ ચખાડે છે. હું પણ જે વિપત્તી સહન કરૂં છું તે મારા કોઇ કુકર્મનુંજ ફળ હોવું જોઇએ. ઓ નોધારાના આધાર! આ દીન બાળકપર દયા લાવીને તેને કષ્ટમાંથી ઉગારો. ઓ દેવ! મારો તુંજ આધાર છે. ધર્મગુરૂ તરીકે રહીને રાજ્યના ધર્મગુરૂ તરીકે ગણાઇ માનપાન પામી આ સફેદ ઠગ જેવા ધર્મી ધૂતારા સ્વામી અતીતાનંદે જેણે તને રાજ્યગુરૂ તરીકે પ્રજા પાસે મનાવ્યો તેનાજપર વિપત્તીનો વરસાદ વરસાવવા લાગ્યો. એક સાધારણ સંન્યાસી તરીકે આ યા પછી તેની વિદ્વતા જોઇ મારા પિતાશ્રીએ જ્યારે તેને ધર્માચાર્યની ખુરસીએ બેસાડયો ત્યારે તેનોજ તેના પરિવાર સહીત નાશ કરવાને તૈયાર થયો. મારા પિતાએ અતીતાનંદને ધર્માચાર્ય તરીકે માની પોતાના હાથેજ ઝેરી નાગને ઉછેર્યો. જેનું ફળ અત્યારે મારે ભોગવવું પડે છે. ધર્માચાર્ય બન્યા પછી આ ધર્મી ધૂતારાના હૃદયમાં રાજ્યનો ઉપભોગ કરવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ અને તે મહત્વાકાંક્ષાને પોષવા તેણે હજારો કુકૃત્યો કરવાનો આરંભ કર્યો. પરમાત્મા આ દુરાચારી, રાક્ષસી મહત્વાકાંક્ષીને સદ્બુદ્ધિ અર્પી સુરસ્તે ચડાવો તેજ મારી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

એવામાં હંસા યાદ આવતાં લાવણ્યસીંહ ફરીથી બોલવા લાગ્યો! ધર્માચાર્યના વેશમાં છૂપાઇ રહેલા દુરાચારી અતીતાનંદે મારી પ્રિયતમા અને નગરની અન્ય બાળાઓ કે જે પોતે ધર્મગુરૂ હોવાથી તેમની પુત્રિ તુલ્ય ગણાય તેની તરફ કુદૃષ્ટિ કરી. ધિક્કાર હોજો એવા

નરપીશાચને, હંસા! પ્રિય હંસા!! આવું છું સત્વરે તને પાપીના પંજામાંથી છૂટી કરવા સત્વરે ચાલ્યો આવું છું, આવી રીતે બોલતાં લાવણ્યસીંહ આમ તેમ ફરવા લાગ્યો. થોડો સમય આવી રીતે ફર્યા પછી ક્રોધીત બની ગયો હોવાથી, થાકી ગયેલો હોવાથી તેની આંખમાં નિંદ્રા આવવા લાગી. જેથી તે ત્યાંજ પડ્યો. નિંદ્રાનો મધુરો આસ્વાદ લેવા લાગ્યો.



# પ્રકરણ ૧૬ મું.



## લાવણ્યસીંહ ગેબ.

મઠના એક ભાગમાં અતીતાનંદ સ્વામી તેના અનુયાયીઓ સાથે વાર્તાલાપ કરી રહેલ છે. પાસે બીજા બે ચાર શસ્ત્રધારી સાધુઓ પણ બેઠા છે. આ મંત્રણાગૃહમાં આજે અનેક પ્રકારના વિષયોપર વાર્તાલાપ ચાલી રહ્યો છે. તેવામાં સર્વને ઉદ્દેશીને અતીતાનંદ સ્વામી બોલી ઉઠયાઃ તમારામાંના કોઇએ યોગિનીનો કાંઇ પત્તો મેળવ્યો કે?"

મહારાજ! એક દિવસે હું આપની આજ્ઞા પ્રમાણે યોગિની પાછળ તેનો ભેદ પામવા ચાલ્યો જતો હતો તેવામાં યોગિનીને શંકા આવવાથી એકાએક ઉભી રહી. મારા કમભાગ્યે મેં છુપાઇ જવાનો ઘણોએ પ્રયત્ન કર્યો તો પણ હું તેના સપાટામાંથી બચી શક્યો નહિં. તેથી યોગિની મારી પાસે આવીને બોલી ઉઠી, 'કેમ મારો પત્તો મેળવવા પાછળ પડયો છે કે? ચાલ્ય જેવો આવ્યો છે તેવો જલ્દી ચાલ્યો જા. નહીંતર જોયું છે આ ત્રિશૂળ.' એમ કહી યોગિનીએ તેની પાસેનું ત્રિશૂળ મને મારવા ઉગામ્યું.

યોગિનીના આ વર્તનથી હું ભયભીત થઇ ગયો. હમણુાંજ ત્રિશૂળથી મારો જીવ કાઢી નાંખશે તેવી ભીતિથી હું ડરી ગયો. સ્વામીજી ? તે દિવસે મેં મારા જીવનની બીલકુલ આશા રાખી ન હતી. પરંતુ તમારી કૃપાથી તે દિવસે તો સંપૂર્ણ બચી ગયો.' અનુયાયીઓમાંથી એક કે જે વાર્તાલાપ સાંભળતો બેઠો હતો તે બોલી ઉઠયો.

'શું તું યોગિનીથી ડરી પાછો ચાલ્યો આવ્યો કે' ? અતીતાનંદ સ્વામીએ પૂછયું.

'નહિ મહારાજ હું યોગિનીની આજ્ઞા મુજબ થોડે દૂર જઇને ત્યાં છુપાઇને યોગિની શું કરે છે તે જોવા લાગ્યો. પરંતુ ત્યાર પછી યોગિની કોણ જાણે કયાંઇએ અદૃશ્ય થઇ ગઇ ને તેનો પત્તોજ ન લાગ્યો.

આવી રીતે વાર્તાલાપ ચાલતો હતો, તેજ સમયે દોડતો દોડતો પરસેવાથી રેમઝેમ થઇ ગયેલો વીરભદ્રસીંહ અતીતાનંદની પાસે આવી પહોંચ્યો અને બોલી ઉઠયો, 'મહારાજ ! લાવણ્યસીંહ કાળ કોટડીમાંથી કયાંઇ ગેબ થઇ ગયો છે. તેને જે કોટડીમાં પુર્યો હતો તેને તો તાળું મારેલું છે ને બહાર પહેરેગીરો પહેરો ભરે છે પરંતુ આપણા દુર્ભાગ્યના યોગે અને લાવણ્યસીંહના સદ્‌ભાગ્યે તેને આપણે જે કોટડીમાં પુર્યો હતો તે કોટડીમાંથી તેને સુરંગ મળી આવવાથી તે તે સુરંગ વાટે પલાયન થઇ ગયો હોય તેમ જણાય છે.'

'વીરભદ્ર ! આ તું શું સત્ય કહે છે ? આ શો મામલો ? જાવ જલ્દી તેની શોધમાં જાવ. તેની શોધ સત્વરે થવી જોઇએ નહીંતર પાછળથી આપણે પસ્તાવું પડશે. વીરભદ્ર જા સત્વરે લાવણ્યસીંહને તે આકાશમાં હોય કે પાતાળમાં, કયાંથી ઉપાડી લાવી મારી સમક્ષ

હાજર કર ! લાવણ્યસીંહને પકડવાનો હુકમ અતીતાનંદ સ્વામિ વીરભદ્રસીંહને આપતાં બોલી ઉઠયા.

'મહારાજ ! હું મારાથી બનતો પ્રયત્ન કરી લાવણ્યસીંહને તમારી સમક્ષ પકડીને ખડો કરી આપીશ' વીરભદ્ર બોલ્યો.

આવી રીતે વીરભદ્ર અને અતીતાનંદ સ્વામી વચ્ચે લાવણ્યસીંહ સંબંધી વાર્તાલાપ ચાલતો હતો તેવામાં એક મનુષ્ય દોડતો દોડતો અતીતાનંદ સ્વામી પાસે આવી પહોંચ્યો અને તેના ચરણમાં પડી બોલી ઉઠયો, 'હમણાંજ હું યોગિની અને લાવણ્યસીંહને પેલી સુરંગની કોટડીમાં વાતચીત કરતાં જોઇ આવ્યો છું. મહારાજ જો આપણે ઉતાવળથી જઇશું તો નક્કી લાવણ્યસીંહને પકડી પાડીશું નહીંતર સંભવ છે કે, પેલી રાંડ યોગિની તેને કયાંઇ નસાડી મુકશે.

એટલું સાંભળતાંજ સર્વ કોઇ એકાએક ઉભા થઇ ગયા અને બધા લાવણ્યસીંહને જ્યાં રાખવામાં આવ્યો હતો તે સ્થળ તરફ તીવ્ર ગતિથી જવા લાગ્યા. ભયંકર કીકીયારીઓ અને ગર્જના કરતાં સ્વામી અતીતાનંદ સાથે સર્વ કોઇ ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં આવેલી દરેક કોટડીમાં બારીકાઇથી તપાસ ચલાવવામાં આવી પરંતુ કયાંથી લાવણ્યસીંહનો પત્તો મળ્યો નહતો.

આ વખતે પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો સઘળે તપાસ કરવા છતાં જયારે લાવણ્યસીંહનો પત્તો ન મળ્યો ત્યારે અતીતાનંદ સ્વામી ક્રોધથી રાતા પીળા થઇ ગયા અને જે માણસ આ બાબતના સમાચાર લાવ્યો હતો તેની તરફ જોઇને સીંહનાદી સ્વરે ગર્જી ઉઠયા કે કયાં છે લાવણ્યસીંહ ! નકામા શા માટે અમોને તેં હેરાન કર્યા મને તો એમ લાગે છે કે, તું તે નાલાયકોને મળી ગયો હોવો જોઇએ.

અને તેથીજ અમોને ફસાવવા અહિં લાવ્યો હોવો જોઇએ. પરંતુ આ અતીતાનંદ સ્વામી સાથે દગાબાજી રમનારની કેવી દુર્દશા થાય છે તેનો દાખલો બેસાડવા મારે તને અધિક સજા કરવી પડશે જેથી અતીતાનંદ સ્વામીના સાથે દગાબાજી રમવાની કોઇની હિંમત ચાલે નહી એમ કહીને અતીતાનંદ સ્વામીએ તે સમાચાર આપનાર માણસને ફટકા મારવાનો હુકમ ફરમાવ્યો.

અતીતાનંદના અનુયાયીઓ નિર્દોષપર મારની રમઝટ વગાડતા હતા. તે નિર્દોષ મનુષ્ય પોતે નિર્દોષ છે તેમ કહેતો હતો. પરંતુ કોઇ તેનું કાંઇ પણ સાંભળ્યા સિવાય અતીતાનંદની આજ્ઞાનો અમલ કર્યો જતા હતા. જો કે, તેઓને તેમના સોબતીની દયા આવતી હતી પરંતુ જો તેઓ દયા કરવાને જાય તો પોતેજ પોતાના હાથે કરીને પોતાના પર જોખમ વોરી લેવાનું હોવાથી હૃદયથી તે ભોગ બનનાર વ્યક્તિની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા છતાં મોઢેથી કાંઇ બોલી શકતાં નહોતા.

હજુ તે માણસને ફટકા મારવાની ક્રિયા ચાલુજ હતી તેવામાં એકાએક હુંકાર કરતી યોગિની હાથમાં ત્રિશૂળ લઇને ત્યાં આવી પહોંચી અને સ્વામી અતીતાનંદ પ્રત્યે બોલી ઉઠી, ' અતીતાનંદ નિર્દોષને શા માટે સતાવી રહ્યો છે. લાવણ્યસીંહને તારા મઠમાંથી નસાડી જનાર હું છું. માટે તારામાં શક્તિ હોય તો મને કેદ કર. બિચારા નિર્દોષને શા માટે સજા કરી રહ્યો છે. અતીતાનંદ ! ચેત હજુ પણ ચેતીજા. હજી પણ બાજી હાથમાં છે હજુ પણ તારા કરેલા કર્મોપર પશ્ચાતાપના આંસુ પાડી જો તું પરમકૃપાળુ પરમાત્મા પાસે માફી માંગશે તો તે સચ્ચીદાનંદ પ્રભુ અવસ્ય તારા કર્મોની

તને માફી આપશે. અતીતાનંદ આ જીવન ક્ષણીક છે, તેનો કાંઇ ભરૂસો નથી માટે તારા આત્માનું કલ્યાણ શા માટે નથી કરતો?' યોગિનીએ અતીતાનંદને સંદ્દુપદેશ આપ્યો.

યોગિનીના આ શબ્દો સાંભળતાંજ અતીતાનંદના ગુસ્સાનો પાર ન રહ્યો તે રાતો પીળો થઇને યોગિની પ્રત્યે બોલી ઉઠયો, તને કોણ પુછવા આવે છે કે બકબક કરે છે. આ સંસારમાં ખાવું, પીવું ને ખેલવું તેજ આ જીવનનો લ્હાવો છે. હું તારા ઉપદેશને ગણકારતો નથી. તારી સલાહને ઠોકરે મારૂં છું. ચાલ અહાંથી જાય છે કે નહીં ? નહીંતર મારે તારાપર પણ આ ખંજરનો ઘા કરવો પડશે તેમ કહી કફની નાચે છુપાવી રાખેલું ખંજર કાઢીને તે યોગિનીને મારવા ધસ્યો, યોગિની એકાએક અદ્રશ્ય થઇ ગઇ. અતીતાનંદ સ્વામી ત્યાંજ પુતળાંની માફક સ્તબ્ધ થઇને ઉભો રહ્યો, અને બોલી ઉઠયો, હું આ સ્વપ્ન જોવું છું કે સત્ય ? લાવણ્યસીંહ દુ ભલે પાતાળમાં પેસી ગયો હશે તો ત્યાંથી પણ તને મારા પંજામાં સપડાવી તારો જાન લઇશ, આમ વિચાર કરતો કરતો અતીતાનંદ સ્વામી ઉશ્કેરાયેલી હાલતમાં આમ તેમ ટેલવા લાગ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## કનકની પ્રતિજ્ઞા.

સાયંકાળ પડી ચુકી છે, રાત્રિ ધીરે ધીરે તેનું સામ્રાજ્ય સ્થાપન કરતી આગળ વધ્યેજ જાય છે. એજ સમયે પર્વતના ડુંગરાળ

પ્રદેશમાં જ્યાં કાળી ભયંકર ખો આવી રહી છે ત્યાં આવા ભયાનક જંગલમાં પથ્થરની એક પ્રચંડ શીલા ઉપર અનુપમ લાવણ્યવતી હોવા છતાં જેણે ભગવા રંગની કંથા ધારણ કરી છે તેવી બે સ્વરૂપ સુંદર સ્ત્રીઓ આ ભગવી કંથામાં તેમની જાતને છુપાવી વાર્તાલાપ કરતી બેઠેલી આપણી નજરે પડે છે. બંને સમાન વયસ્ય હોય તેમ જણાય છે. જો કે બંનેએ ભગવા વસ્ત્રો ધારણ કર્યા છે છતાં આપણી પૂર્વ પરિચિતા યોગિનીને આપણે સહજ ઓળખી કાઢીશું. તે બેમાંની એક તો આપણી યોગિનીજ હતી. અને બીજી તેના કાર્યમાં મદદ કરનારી તેની સહચરી હોય તેમ અનુમાન કરી શકાતું હતું! બંનેનો અધિક સમય વાર્તાલાપ ચાલ્યા પછી યોગિની એકાએક બોલી ઉઠી, 'આઠ વાગવા આવ્યા છે છતાં હજુ કેમ રમણ ના આવ્યો. શું આજે આપણું ધારેલું કાર્ય પૂર્ણ નહી થાય? જો તેમ નહી થશે તો મહારાજા સુરેંદ્રસીંહ પર ભયાનક દુઃખનું વાદળ તુટી પડયા સિવાય રહેશે નહી.

'માતા શું અતીતાનંદના માણસો અવશ્ય મહારાજા સુરેંદ્રસીંહના મહેલ પર આક્રમણ કરશે? શું અતીતાનંદ મહારાજા સુરેંદ્રસીંહનો ધર્મગુરૂ હોવા છતાં પોતાના શિષ્યનું અહીત કરવાને તે તત્પર થશે?' યોગિનીની સાથેની માનવ જનસમાજની સેવા પરાર્થે કરવા નીકળેલી દ્વીતિય યોગિની બોલી ઉઠી.

'શું તું અતીતાનંદને હજુ પણ ઓળખી શકી નથી? અતીતાનંદ તેનો સ્વાર્થ સાંધવા રાજા તો શું પરંતુ જો તેના સ્વાર્થની આડે તેનો સગો બાપ કે ભાઇ આવતા હોય તો તેનો પણ નાશ કરતાં ચુકે તેમ નથી. અતીતાનંદ જેટલો ઉપરથી સફેદ જણાય છે

તેટલોજ તે અંદરથી કાળો નાગ છે. તારા જેવી ઘણીએ નાદાન બાળાઓ અતીનાનંદના બહારના ડોળમાં અંજાઇ તેની જીંદગીની પાયમાલી કરી ચુકી છે. અતીતાનંદમાં ધર્માચાર્ય થવા યોગ્ય ગુણ કયાં છે? જે ધર્માચાર્ય રતિસેવન અને સુરા પાનનો પુજારી બની તેને આરાધ્ય દેવ માને, જે ધર્માચાર્ય પોતાના અનુયાયીઓની વહુ દિકરીઓનું શિયળ લૂંટી રંગરાગ માણે, જે માણસ કામ વાસનામાં અંધ બની સારા નરસાનું ભાન ભુલે તે મનુષ્ય ધર્માચાર્ય થવાને તદ્દન નાલાયક છે. અતીતાનંદે તેના ધર્માચાર્યના પદનો દુરૂપયોગ કરી જનસમાજને ઉંધે રસ્તે દોરવા પ્રયત્ન કર્યો છે. અતીતાનંદે હજારો નિર્દોષ બાળાઓનો ધર્મના નામે શિયળનો ભંગ કરી તે બાળાઓના સતીત્વને લાંછન લગાડી તેમના જીવનને ધૂળધાણી કરી નાખ્યું છે. શું આવો મનુષ્ય ધર્માચાર્ય થવાને લાયક છે? કદાપી નહી!' યોગિનીએ અતીતાનંદનું મુળ સ્વરૂપ સમજાવતાં તેની સહચરી પ્રત્યે કહ્યું.

બંને યોગિનીઓ ઉપર મુજબ વાર્તાલાપ કરી રહી હતી તેવામાં કોઇ આવતું હોય તેવો પાદધ્વની તેમને સંભળાયો તેથી યોગિની બોલી ઉઠી, 'પેલું કોણ ચાલ્યું આવે છે?'

'માતા કોઇ સાધુ હોય તેમ જણાય છે. કદાચ રમણ પણ હોય!' યોગનીની સહચરી બોલી ઉઠી.

'નહીં, નહીં રમણના જેવી આકૃતિ જણાતી નથી. સંભાળજે કદાચ કોઇ શત્રુનો મનુષ્ય હોય તેમ જણાય છે.' આમ કહી યોગિનીએ તરત પોતાનું ત્રિશુળ જમીનપરથી ઉપાડી લીધું. યોગિનીનું અનુકરણ કરીને આપણી દ્વીતિય યોગિની પણ હાથમાં ત્રિશુળ લઇને ઉભી થઇ ગઇ, અને યોગિનીઓનું સ્વરૂપ જગતવંદ્ય માતા

મહામાયા કેમ જાણે અસુરોનો સંહાર કરવાને ન નીકળ્યાં હોય તેવું જણાતું હતું.

બંને યોગિની ચાલ્યા આવતાં મનુષ્ય તરફ જોઇ રહ્યા હતાં. પરંતુ આવનાર વ્યક્તિ એકદમ નિર્ભયતાથી પોતાનો રસ્તો કાપતો પુર વેગે ચાલ્યો આવતો હતો. થોડાજ વખતમાં તે બંને યોગિનીથી થોડે દૂર આવી ઉભો રહ્યો.

'તું કોણ છે ? તારૂં અહીં આવવાનું શું પ્રયોજન છે?' યોગિનીએ પુછયું.

'મારા આવવાનું પ્રયોજન હું કોઇને કહેવા ઇચ્છતો નથી અને હું કોણ છું તેજ તું જાણવા ઇચ્છે છે ને? જો હું કોણ છું તે શું તું જોઇ શકતી નથી. હું એક મનુષ્ય છું તારો કાળ છું તારૂં ભક્ષણ કરવાને આવ્યો છું. આવનાર વ્યક્તિ યોગિનીના પ્રશ્નમાં બોલી ઉઠી.

ઓહ મારો કાળ, કાળ, કાળ તારામાં મારૂં અનિષ્ટ કરવાની શકિત નથી. કારણ કે, જે મનુષ્ય સત્ય અને નીતિને રસ્તે ચાલી આ દુન્યામાં ચાલ્યો જાય છે તેને કાળનો પણ ભય હોતો નથી. જેઓ પાપાત્મા છે, જેઓ દુરાચારી, લંપટ, પરસ્ત્રીના મોહમાં લુબ્ધ હોય છે, જેઓ સત્યાસત્યનો ત્યાગ કરી વ્યભીચાર અને અનીતિના નહી કરવાના કાર્યો કરવામાં તત્પર રહે છે જેઓ કોઇ પણ યુકિત પ્રયુકિતથી પોતાનો સ્વાર્થ સાધવા જતા ધનહરણ, પ્રાણહરણ, ચોરી ઠગાઇ અને બીજા ન કરવાના કાર્યો કરવામાં મશગુલ રહે છે તેઓને કાળથી હંમેશાં થરથર ધ્રુજવું પડે છે. તું કાળ છે પણ હું કાળના કાળથી પણ ડરતી નથી ઠીક તારે અહીં આવવાનું શું કારણ છે'? યોગિનીએ પુછયું.

કાળ વ્યર્થ કદાપિ આવતો નથી. આજે હું તને અવશ્ય મારો કોળીઓ બનાવી દઇશ. હવે તું મારા પંજામાંથી બચી જવાની તારી આશાનો સર્વથા ત્યાગ કરજે. બતાવ! જલ્દી બતાવ કે તેં લાવણ્યસીંહને કયાં છુપાવ્યો છે? જો મારા પ્રશ્નનો સીધો ઉત્તર નહિ આપે તો આજ પળે અને આજ સ્થાને અવશ્ય તારો પ્રાણ લઇશ. આવનાર વ્યકિત યોગિનીને ભયભિત બનાવી તેના મનનીં વાત જાણવાના ઇરાદાથી બોલી ઉઠી.

'હું લાવણ્યસીંહનો પત્તો આપવા નથી ઇચ્છતી. કાળ! તું જેવો આવ્યો છે તેવોજ અહીંથી ચાલ્યો જા. નહીંતર મહામાયા જગદંબાના શ્રાપથી ક્ષણ માત્રમાં તું બળીને ભસ્મ થઇ જશે. તું કાળ થઇને પોતે કાળના ડાચામાં જઇ પડયો છે બોલ જવાબ બોલ. તારૂં ખરેખરૂં નામ જલ્દી કહી દે? યોગિની ક્રોધપૂર્ણ સ્વરે બોલી ઉઠી.

ઓળખ મને બરાબર ઓળખ. આ તારા કાળને સર્વ કોઇ કનકના નામથી ઓળખે છે. ચાલ જલ્દી મારા પ્રશ્નનો ઉત્તર આપી દે. નહીંતર અત્યારે ને અત્યારેજ હું તને રસાતાળમાં પહોંચાડી આપીશ. આવનાર વ્યક્તિએ જવાબ આપ્યો.

'કનક' નામ સાભળતાંજ યોગિનીએ તેને સદુપદેશ આપતાં કહ્યું.

કનક! કનકના નામને શા માટે કલંકિત કરી રહ્યો છે? જો, વિચાર, કનક જેવું નામ ધારણ કરીને શું આવા અત્યાચારના નીચ કર્મો કરી તારા નામને તું સાર્થક કરી રહ્યો છે? કનક! જરા તો વિચાર. કનક! કનક! જો તું તારા નામને સાર્થક કરવા ઇચ્છતો હોય તો આજથી પ્રતિજ્ઞા લે કે 'સત્ય માર્ગનો ત્યાગ કરીને અસત્ય માર્ગપર કદાપી પગ નહીં મુકું. આજથી જે મિથ્યાવાદી અને

અન્યાયી હશે એવા પશુતુલ્ય માણસોનો કદાપી સંગ નહીં કરૂં. (મધુરા સ્વરે) કનક! તું તારા નામને સાર્થક કર! મહામાયા, આદ્યજનની જગદેવી તને અવશ્ય સહાય કરશે. નહીંતર આ દુરાચારી કૃત્યોનું પરીણામ આગળ સારૂં નહીં આવે. કનક! એક દિવસ એવો પણ આવશે કે જે દિવસે તું કારાગ્રહમાં સબડતો હશે. ભુખનાં દુઃખથી ટુકડા રોટલાને માટે પણ વલખા મારતો હશે અને ફાંસીના માંચડાપર ચઢતા ચઢતા કરેલાં કર્મોનો પશ્ચાતાપ કરતો હોઇશ! બોલ કનક તારી શી ઇચ્છા છે? તું સત્યને ચાહે છે કે અસત્યને?' યોગિનીએ કનકને સદુપદેશ આપતાં કહ્યું.

"મારે શું કરવું છે તે શું તું જાણવા ઇચ્છે છે? જો તે તું જાણવા ઇચ્છતી હોય તો હું તને સાફ સાફ કહી દઉં છું કે અત્યાર સુધી હું જે કરતો તેજ હું કરવા ઇચ્છું છું. અહા! એમાં કેવી સ્વતંત્રતા છે. કેટલું ધન મળે છે. મારૂં નામ સાંભળતાંજ કેટલાકો થરથરી ઉઠે છે. મારા નામનો ઉચ્ચાર થતાં કેટલી ગર્ભિણીઓના ગર્ભ છુટી જાય છે. કહો આનાથી વધતો બીજો પ્રતાપ શું હોઇ શકે? ચાંડાલીની! જલ્દી બતાવ કે લાવણ્યસીંહ કયાં છે. તું મને આડું અવળું સમજાવીને તારૂં કાર્ય સાધી લેવા ઇચ્છે છે, પરંતુ આજે હું તને છોડનાર નથી. આજે તું અવશ્ય પકડાઇ ગઇ છે. અમારા રસ્તામાં ફકત તુંજ એક કંટકરૂપે આડે આવ્યા કરે છે. તે કંટકને આજેજ હું દૂર કરી દઇશ, કનક બોલ્યો.

આ શબ્દો સાંભળતાંજ યોગિનીના નેત્રો લાલચોળ થઇ ગયાં, સમસ્ત શરીર કંપી ઉઠયું. હોઠ ફફડવા લાગ્યા. ત્રિશૂળ હાથમાં ઉંચું નીચું થવા લાગ્યું. છેવટે યોગિની કનક પ્રત્યે બોલી ઉઠી 'મુર્ખ!

હજુ કાંઇ સમજવું હોય તો સમજી જા, નહીંતર આજેજ હું તને યમરાજના દરબારમાં રવાના કરી દઇશ!' આમ કહીને યોગિની બે ત્રણ પગલા આગળ વધી કે તરતજ કનકે સીટી વગાડી, જેના શબ્દનો ગુંજારવ સર્વત્ર ફેલાઇ ગયો. અલ્પ સમયમાંજ પાંચ સશસ્ત્ર મનુષ્ય ત્યાં આવી પહોંચ્યા અને યોગિનીપર તૂટી પડયા આ વખતે યોગિનીને સહાય કરનાર માત્ર એકલી દ્વીતિય યોગિની સિવાય બીજું કોઇ નહતું, જે આ વખતે હાથમાં ત્રિશૂળ ધારણ કરી યોગિનીની સાથે સાથે આગળ વધ્યેજ જતી હતી. છ મનુષ્યોની મધ્યમાં બે યોગિનીઓ ત્રિશૂળ પકડી ઉભેલી જણાતી હતી. અહાહા! આ કેવું એક અપૂર્વ દ્રષ્ય હતું.

યોગિનીએ હુંકાર કરીને ત્રિશૂળ ઉઠાવ્યું. આ તરફ કનક અને તેના મદદગારોએ પણ તલવારને મ્યાનમાંથી ખેંચી કાઢીને યોગિનીપર તુટી પડવા જતા હતા તેવામાં એક સનસનાટ કરતું તીર આવીને કનકના પગમાં પેસી ગયું. કનક ધુમતો ધુમતો આમ તેમ જોવા લાગ્યો; એટલામાં વળી બીજું તીર આવ્યું અને તે લાગતાની સાથેજ કનક પૃથ્વીપર જખમી થઇ ઢળી પડયો. એ વખતે બીજા લુંટારાઓ યોગિનીપર ધા કરવા જતા હતા. તેવામાં યોગિની ગર્જી ઉઠી કે 'સાવધાન! પહેલાં તમારા સરદારની સ્થીતિ યાદ કરો અને પછી મારાપર ધા કરો. તમારા સરદારની આ દુર્દશા થવાનું કારણ તેના કુકર્મનું ફળ છે માટે જો એક પણ ડગલું આગળ વધ્યા છો તો સમજજો કે તમારી પણ તમારા સરદારના જેવી સ્થીતિ થશે!'

યોગિની લુંટારાઓ પ્રત્યે આ પ્રમાણે બોલતી હતી તેજ સમયે આઠ સાધુઓ હાથમાં ઉઘાડી તલવાર તથા તીરકામઠાં લઇને આવતા

જણાયા. જેને દેખતાંજ લુંટારાઓનું ટોળું ભયભિત થઇને નાસવા લાગ્યું. કેવળ કનકજ યોગિનીની ચર્ણરજ સુંઘતો જમીનપર પડયો હતો.

તમો જાવ. કલાક પછી મને મંદિરમાં મળજો. કનક! તેં તારા સોબતીઓની દશા જોઇને? તારા મીત્રોના સ્વભાવનો પરિચય થયો કે નહીં? તેઓ પોતાનો પ્રાણ બચાવવાને તને આવી સ્થીતિમાં અહીં મુકીને નાસી ગયા તે જોયું કે? મૂર્ખ! માટે કનક! સમજ આ સંસારમાં કોઇ કોઇનું નથી. સર્વ કોઇ પોતાના સ્વાર્થને માટે આપણી સાથે સંબંધ બાંધે છે. માટે ગાંડા કનક! તારા જીવનનું શ્રેય કરને? સત્ય અને નીતિને રસ્તે ચાલી આ માનવ દેહમાં જન્મ લીધો તે તો સાર્થક કર. બોલ! હજુ પણ કાંઇ વિચાર હોય તો કહેજે. સત્ય માર્ગ ગ્રહણ કરી પરમાત્માનું ભજન કરી દિવસો ગુજારતાં માનવ સમાજની સેવા કરવી છે કે અસત્યાચરણી થઇ, દુરાચારી અને લંપટ બની યમપુરીના મહેમાન બનવાની ઉમેદ છે? યોગિનીએ પુછ્યું. 'ઓ.........બહુ દર્દ થાય છે! મારો પ્રાણ બચાવો'......કનક બોલ્યો.

એ સર્વ તારા દુષ્કર્મનુંજ ફળ છે. કનક! હજુ પણ વિચાર કરી જો કે તારે શું શું યાતનાઓ ભોગવવાની છે. (કનકના પગમાંથી તીર ખેંચી કાઢીને) કનક! સત્ય કહે કે તું આ સ્થળે શા માટે આવ્યો હતો? જરા નજર કરી જો કે તારા જીવન મરણનો આધાર મારા ઉપર છે. કહે તારી શું ઇચ્છા છે? યોગિનીએ કહ્યું.

'માતા! હું તમોને સત્ય કહું છું કે આજે હું તમોને કોઇપણ ઉપાયે પકડવાની પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો. આજ સવારેજ જ્યારે સ્વામીજીએ મારાપર ધીક્કાર અને ફીટકારનો વરસાદ વરસાવ્યો ત્યારે

તે સહન કરવું મને અસહ્ય થઇ પડવાથી છેવટે હું તમોને પકડી લાવવાની પ્રતિજ્ઞા કરીને ચાલી નીકળ્યો. આખો દિવસ તમારી શોધમાં ભટકયો પરંતુ તમારો ભેટો થયો નહી. હવે તમે મળ્યા છો પણ હાય! અસહ્ય દર્દ થાય છે, પ્રાણ બચાવો! કનકે કહ્યું.

'તારા જેવા કુકર્મી મનુષ્યો આ સંસારમાં ન હોય તે સારૂં, તમે લોકો જેટલા દિવસ આ સંસારમાં અધિક જીવતા રહેશો તેટલો પૃથ્વીપર ભાર પણ વધતો જશે. અસ્તુ! ત્યારે હું જાઉં છું. આમ કહી યોગિની જવા લાગી.

યોગિનીને જતી જોઇ કનક બોલી ઉઠયો 'માતાજી! કોઇપણ પ્રકારે આ પીડા દૂર કરો. હું જન્મ પર્યંત તમારો ઉપકાર નહી ભુલીશ.'

કનકના આ શબ્દો સાંભળી યોગિની પાછી ફરી અને કનકની પાસે આવીને બોલી ઉઠી, 'તું પ્રતિજ્ઞા લે કે આજથી મારી આજ્ઞા પ્રમાણે ચાલશે. જો તું આવી રીતે પ્રતિજ્ઞા લેવાને ખુશી હોય તોજ હું તારા પ્રાણ બચાવી શકું તેમ છું, નહીંતર હું જાઉં છું, યોગિનીએ કહ્યું.

'હું સાક્ષાત્ પરમકૃપાળુ પરમેશ્વરના સોગંદ લઇને કહું છું. કે આજથી હું આપની આજ્ઞા અનુસાર મારૂં વર્તન કરીશ.' ક્ષત્રિયો કોઇ દિવસ જુઠું બોલતા નથી. મારા વચનપર વિશ્વાસ રાખી મારો પ્રાણ બચાવો.' કનકે યોગિનીને પ્રતિજ્ઞા લેતાં પ્રાણ બચાવવાની વિનંતી કરી.

'ચાલ. લે આ ભવાની તેનો સત્ય, નીતિ અને માનવ સમાજના ભલા માટે સદુપયોગ કરજે. લે આ ભવાનીને હાથમાં લઇને માનવ સમાજના હિતના કાર્યો કરવાના સોગંદ લે' યોગિની તેના હાથમાં તેની તલવાર આપતાં બોલી ઉઠી.

કનકે પણ યોગિનીના કહેવા પ્રમાણે સોગંદ લીધા. એજ વખતે એક માણુસ તેમની તરફ આવતો હોય તેમ જણાયું અને તેજ રમણ હતો કે જેના શોધમાં યોગિની હતી. રમણને જોતાંજ યોગિની બોલી ઉઠી 'રમણ! આમ આવ જોઇએ. જો તો ખરો આને ઓળખે છે કે?'

'કનક! લુંટારાઓનો સરદાર અને અતીતાનંદનો મદદગાર એ અહીં કયાંથી?' રમણ નજીક આવતાં આશ્ચર્ય પામીને બોલી ઉઠયો.

'એ વીશે તું પાછળથી જાણશે. પહેલાં એને તું શાંતિકુંજમાં સાચવીને લઈ જા, જોજે એને કાંઇ ઇજા ન થાય. અમે હમણાંજ ત્યાં આવી પહોંચીએ છીએ. એના ઘાપર દવા અમો આવીએ તે પહેલાં લગાવી દેજે.' આમ કહી યોગિની તેના સોબતીઓ સહીત એક દિશા તરફ ચાલી ગઇ. રમણ કનકને લઇ જવાના કાર્યમાં ગુંથાઇ ગયો. થોડા સમય પહેલાના પથ્થર જેવા હૃદયના લુંટારાના હૃદયમાં દયાનો ઝરો યોગિનીએ રેલાવ્યો. રમણ કનકને લઇને શાંતિકુંજ તરફ રવાના થઇ ગયો.



# પ્રકરણ ૧૮ મું



## ષડયંત્રની રચના

રાત્રિના બારેક વાગવાનો સમય થવા આવ્યો છે. નિસ્તબ્ધતાનું અખંડ સામ્રાજ્ય ચારે બાજુ ફેલાઇ રહ્યું છે. કવચિત કવચિત કુતરાઓના રોવાના શબ્દથી નિસ્તબ્દતાના સામ્રારાજ્યતાનાં ભંગાણુ પડતું હતું

આ વખતે મહારાજા સુરેન્દ્રસીંહ તેમના શયનગૃહમાં પલંગ પર પડયા પડયા નિંદ્રા દેવીની આરાધના કરી રહ્યા છે. શયનગૃહની બહાર પહેરો હોવા છતાં પણ મધ્યરાત્રિનો સમય હોવાથી કેટલાક પહેરેગીર પણ નિંદ્રાના આવેશમાં ઉભા ઉભા ઝોકાં ખાઇ રહ્યા છે.

રાજ્યમહેલના પાછળના ભાગમાં કંઇ અવનવોજ રંગ જામેલો જણાય છે. લગભગ પંદરેક સશસ્ત્ર મનુષ્યો દિવાલની પાસે ઉભા રહી કોઇના આવવાની રાહ જોઇ રહ્યા હોય એમ જણાઇ આવે છે. દરેક જણ કાળા પોશાકમાં સજ્જ થયેલો આપણી નજરે પડે છે. એટલામાં એક મનુંષ્યે ત્યાં આવીને કાળા વસ્ત્રોમાં સજ થયેલા મનુષ્યોને હુકમ કર્યો કે 'જલદી કરો. હવે વધારે સમય ગુમાવવાની જરૂર નથી.

આટલું સાંભળતાંજ એક પછી એક મનુષ્ય ઘોની સાથે બાંધેલી રેશમની દોરી વાટે ઉપર ચડી ગયા અને ધીરે ધીરે શયનાલય પાસે આવી પહોંચ્યા. એવામાં શયનાલયમાં પાસે બળતા દિવાના પ્રકાશમાં એક પહેરાવાળો આ કાળા વસ્ત્ર ધારણ કરેલ મનુષ્યોમાંના એકને જોઇ ગયો તેથી તે એકાએક 'ચોર, ચોર! કહીને બુમ પાડી ઉઠયો. બહારના તથા આજુબાજુના પહેરેગીરો પણ અલ્પ સમયમાં આ બુમ સાંભળીને ત્યાં આવી પહોંચ્યા અને સર્વ તે શ્યામ વસ્ત્ર-ધારી મનુષ્ય તરફ ધસ્યા. આ ગડબડ તથા શોરબકોરથી મહારાજા સુરેન્દ્રસીંહ પણ ઉંઘમાંથી જાગૃત થઇ ગયો અને તે પણ હાથમાં નગ્ન તલવાર લઇને બહાર આવી પહોંચ્યો.

આટલા બધા મનુષ્યોને પોતાની તરફ ધસ્યા આવતા જોયા છતાં પણ તે શ્યામ વસ્ત્રધારી મનુષ્ય જરાપણ ડર્યો નહી કે ત્યાંથી

એકપણ પગલું પાછળ હઠયો નહી પરંતુ આ આવતા જતા મનુષ્યોને નહી ગણકારતાં તેણે:'હરહર મહાદેવ'ના શબ્દનો પોકાર કરી તેણે ધારણ કરેલા શ્યામ વસ્ત્રો ઉતારીને ફેંકી દીધા. હરહર શબ્દનો ધ્વની સાંભળતાંજ આગળથી છુપાઇ ગયેલા અન્ય શ્યામ વસ્ત્રધારી મનુષ્યો ત્યાં આવી પહોંચ્યા અંને તેમના હાથમાંની નગ્ન તલવારો ચમકાવવા લાગ્યા. હવે તેઓ ખુલ્લી રીતે અતીતાનંદસ્વામી અને તેના માણસો હોય તેમ જણાય છે.

સુરેન્દ્રસીંહ! શસ્ત્ર ત્યજી આત્મસંરક્ષણ કર. નહીતર જો તેં મારા સામે થવા પ્રયત્ન કર્યો છે તો હું તારો જાન લીધા વિના નહી રહું" અતીતાનંદ સ્વામી હજુ તો મહારાજા સુરેન્દ્રસીંહ પ્રત્યે આ શબ્દો ઉચ્ચારી પણ રહ્યો નહતો તેવામાં એકાએક એક તીર સનનન કરતું આવ્યું અને અતીતાનંદસ્વામીના જમણા હાથમાં પેસી ગયું. તીરના આઘાતથી તેના હાથમાંની તલવાર નીચે પડી ગઇ અને તે બુમ પાડી ઉઠયો, તેવામાં પાછું એકાએક બીજું, ત્રીજુ અને ચોથું એવી રીતે તીરોનો વરસાદ વરસવા લાગ્યો. અતીતાનંદસ્વામીના પ્રત્યેક મનુષ્યો અને સુરેન્દ્રસીંહના અનુયાયીઓ ચકિત થઇને સર્વ દીશામાં આમ તેમ જોવા મંડી પડયા પરંતુ કોઈપણ વ્યકિત તેમની નજરે ચઢી નહી.

'જય દુર્ગે !' આમ બોલી ફરીથી અતીતાનંદના માણસો તલવાર કાઢી મહારાજા સુરેન્દ્રસીંહપર તુટી પડયા. તેજ સમયે બે યોગિનીઓ તથા દસ સાધુઓ હાથમાં ઉઘાડી તલવાર સહીત એકાએક ત્યાં આવી પહોંચ્યા અને અતીતાનંદના માણસોની ખબર લેવી શરૂ કરી. પરમાત્મા જાણે તેમનામાં એવો તે શું ચમત્કાર હતો કે તેઓને

દેખતાંજ અતીતાનંદસ્વામીના માણસો ત્યાંથી જોતજોતામાં જીવ લઇને નાસ્યા તે એકદમ કયાં ગેબ થઇ ગયા તે પણ જણાયું નહી.

સ્વામિ અતીતાનંદના અનુયાયીઓના નાસી જવા પછી મહારાજા સુરેન્દ્રસીંહનું જીવન બચાવવાનું તેમનું ધ્યેય પાર પાડી યોગિની તથા તેના તેના અનુયાયીઓ ચાલ્યા જવાની તૈયારી કરતા હતા તેવામાં મહારાજા સુરેન્દ્રસીંહ તેની જીવનદાતા યોગિનીના ચરણમાં પડી બોલી ઉઠયો 'માતા ! આ સેવકપર કૃપા કરી એકાદ દિવસની મારી ચાકરી સ્વિકારો. માતા ! મારા જીવનની હાની થવાની છે તેની તમોને કેવી રીતે ખબર પડી ? શું આ શ્યામ વસ્ત્રધારી મનુષ્યો મારા હીત શત્રુઓ છે.'

'સુરેન્દ્રસીંહ ! પરમાત્માનો ઉપકાર માન કે તારાપરથી દુઃખનું વાદળ ટળી ગયું છે. સુરેન્દ્રસીંહ ! જેને તું ધર્માચાર્ય તરીકે પુજે છે. જેનો શબ્દ તું વેદવાકય માને છે તેજ અતીતાનંદે આજે તારો જીવ લેવાનું કાવતરૂં રચ્યું હતું. તારા સદ્‌ભાગ્યે તેઓ જયારે આ 'ષડયંત્રની રચના' કરતા હતા ત્યારે મારો મનુષ્ય સાંભળી ગયો અને તેણે જયારે આવીને મને કહ્યું કે 'માતા ! આજે એક નિરપરાધિ માણસ માર્યો જાય છે, તેના આ શબ્દો સાંભળ્યા પછી મેં તે નિરપરાધિ મનુષ્યને બચાવવાનો નિશ્ચય કર્યો અને પરમાત્માની કૃપાથી તે પાર પણ પડયો' યોગિનીએ કહ્યુ.

સ્વામી અતીતાનંદ ! જયારે એક સામાન્ય સન્યાસીમાંથી મેં તમોને રાજ્યગુરૂ બનાવ્યા, તમારી આજ્ઞાને વેદાજ્ઞા માની ત્યારે તમોજ મારૂં ખુન કરવાને તૈયાર થયા ? સુરેન્દ્રસીંહ બોલી ઉઠયો.

વળી થોડો સમય વિચાર કરી પાછું મહારાજા સુરેન્દ્રસીંહે

બોલવાનું શરૂ કર્યું કે 'અતીતાનંદ સ્વામી ! તમારા આજના વર્તન પરથી તો સાફ સાફ જણાઇ આવે છે કે તમો સાધુના વેશમાં શયતાન હોવા જોઇએ.' પાછો યોગિનીના ચરણમાં પડી, લાવણ્યસીંહ યાદ આવતા, બોલી ઉઠયો 'યોગિની, દેવી ! કહો, કહો મારો યુવરાજ લાવણ્યસીંહ કયાં છે ? દેવી કહો કે શું તે મારા આંખોના નુરનો મને ફરીથી મેળાપ થશે કે ?

'રાજન ! શાંત થા. લાવણ્યસીંહ સહીસલામત છે. ઇશ્વરકૃપાથી હજુ કોઇ તેનો વાંકો વાળ પણ કરવાને શકિતમાન થયું નથી. પરમાત્મા સર્વ સારૂં કરશે. તારો અને લાવણ્યસીંહનો સત્વરે મેળાપ થશે.' આમ કહી યોગિની તેના અનુયાયીઓને લઇને ત્યાંથી એકાએક ચાલી ગઇ કે તે કયાં ગઇ તેનું પણ સુરેન્દ્રસીંહને ભાન ન રહ્યું.

સુરેન્દ્રસીંહ તો આ ઉપરાઉપરીના બનાવો જોઇ અવાક થઇને ઉભો રહ્યો.



# પ્રકરણ ૧૯ મું.



## શાંતિકુંજ.

આ સમયે શાંતિકુંજમાં બે યોગિનીઓ તથા આઠથી દસ સાધુઓ બેઠેલા આપણી નજરે પડે છે. આ વખતે કનક પણ ત્યાં બેઠેલો જણાય છે. અત્યારના કનકમાં અને આગળના કનકમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. હવે તે પહેલાંના જેવો નથી રહ્યો. તેણે પણ

ભગવી કંથા ધારણ કરેલી છે. પળે પળે શાંતિકુંજ હરહર શબ્દના પ્રતિધ્વનીથી ગાજી ઉઠે છે.

કનક ! શોક ના કર, તારા કરેલા કર્મોનો પશ્ચાતાપ કરી પશ્ચાતાપની ભઠ્ઠીમાં બળીને તું હવે શુદ્ધ થઇ ગયો છે. જેમ મનુષ્ય દૈવયોગે નીતિનો રસ્તો ભુલી જઇ પુનઃનીતિને રસ્તે આવી જાય છે તેમજ તારૂં બનવા પામ્યું છે. એ ભુલ કાંઇ ભુલ નથી કહેવાતી, કારણ કે મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે. તું જાણે છે કે આ જગત પણ ભુલથીજ પેદા થયું છે માટે નકામો શોક ત્યજી શાંત ચિ-તે પરમાત્માના નામનું સ્મરણ કર કે તારો ભવસાગર સુધરી જાય. કનક ! અતીતાનંદસ્વામી સુરેન્દ્રસીંહની પાછળ આટલા આદુ ખાઇને અડયા છે તેનું તો કારણ સમજાવ ? મહારાજા સુરેન્દ્રસીંહને બંદીવાન બનાવવામાં 'તેનો શું હેતુ હતો ?' યોગિની કનકને આશ્વાસન આપતાં બોલી ઉઠયાં.

'માતા ! સ્વામીજીની પ્રકૃતિથી તો તમે સંપૂર્ણ રીતે માહિતગાર છો ! તેથી તમેજ સમજી લ્યોને કે તેનું દરેક કાર્ય કેવું થાય છે ? અમે તો ફક્ત એની આજ્ઞાનુંજ પાલન કરીએ છીએ. અને તેના બદલામાં જે કાંઇ આપે છે તેનાથી મારા કુટુંબને ભરણપોષણ કરૂં છું. અતીતાનંદસ્વામી તેમની રાજ્યાધીકારી થવાની રાક્ષસી મહત્વાકાંક્ષા પોષવા સુરેન્દ્રસીંહને પકડવા માંગતા હતા અને લાવણ્યસીંહને દુઃખ દેવાનું કારણ તો એ છે કે જો લાવણ્યસીંહરૂપી કાંટો દુર થઇ જાય તો તેમને હંસા મળે. આજ કારણથી અતીતાનંદ સ્વામી સમાજનું સત્યાનાશ વાળવાની સાથે સુરેન્દ્રસીંહના કુટુંબનો નાશ કરવા ઇચ્છતા હતા.

'બસ પણ એવુંજ જણાય છે. પરંતુ મોહિનીની સાથે અતીતાનંદને શું સંબંધ છે?' યોગિનીએ પુછયું.

'માતા ! તે કાનને પણ કીડા ખરે તેવી વાતના પડતી મુકો. જો ખરૂં પુછાવો તો મોહિની એક વારાંગના છે અને અતીતાનંદ સ્વામીનો તેની સાથે આડો સંબંધ છે. માતા! અતીતાનંદ સ્વામી એ સાધુ નહી પણ સાધુ વેશધારી ઠગ છે. સાધુના વેશમાં સમાજની હજારો બાળાઓના શિયળનો ભક્ષક નર રાક્ષસ છે.' કનકે યોગિનીના પ્રશ્નનો જવાબ આપ્યો.

કનક ! તારે આ અતીતાનંદ સાથે કયારથી સંબંધ બંધાયો તે જણાવ જોઇએ ? યોગિનીએ કનકનું પૂર્વવૃત્તાત જાણવા પૂછયું

'માતા ! મારો સંબંધ અતીતાનંદ સાથે મારી છેક બાલ્યાવસ્થામાંથીજ જોડાયો છે. તે સમયને યાદ કરતાં મને દુઃખ ઉત્પન્ન થાય છે તો પણ જયારે યોગિની દેવી મારૂં વૃતાંત જાણવા ઇચ્છે છે ત્યારે દુઃખના વેગને દાબી હું મારૂં વૃતાંત અવશ્ય માતાને જણાવીશ કે જે સાંભળી સાક્ષાત્ જગદંબાની મૂર્તિ સ્વરૂપ યોગિની મારા કરેલા કર્મોને ભુલી જઇ મારાપર કૃપાનો વરસાદ વરસાવશે. માતા ! વાત એમ હતી કે એક વખતે હું તથા મારા પિતા અન્ય સંબંધીઓ સાથે જાત્રાએ જતા હતા. અમારા કમભાગ્યે અમો કોઇ શહેરમાં જઇ પહોંચીએ તે પહેલાંજ જંગલમાં રાત્રિ પડી ગઇ. સર્વત્ર ચોર લુંટારાઓના ભય હોવાને લીધે મારા પિતાશ્રી તથા સંબંધીઓ ગભરાવા લાગ્યા. હજુ તો મારા પિતાશ્રી તથા સંબંધીઓ લુટારાના ભયથી ગભરાઇ ગયેલા ચાલ્યા જતા હતા તેવામાં એકાએક પાછળથી આવી સ્વામી અતીતાનંદ તેના માણસો સાથે અમારાપર તુટી પડયો. આ જપા-

ઝપીમાં મારા પિતાનું મૃત્યુ થયું. મારા સંબંધીઓમાંથી કેટલાક માર્યા ગયા અને કેટલાક તેમનો જીવ બચાવવા મને ત્યાંજ મુકીને નાસી ગયા. સ્વામી અતીતાનંદે સર્વ મરી ગયેલા હોવાથી મને તેમનો આશ્રમ કહો કે મઠ કહો ત્યાં લઇ ગયાં અને હું તે દિવસથીજ સ્વામી અતાતાનંદના નિંદ્ય કામોમાં સામેલ થયો. થોડા દિવસો સુધી તો પિતાના મરણના શોકને લીધે હું રોયાજ કરતો હતો તે સિવાય મારો વ્યવસાય ન હતો. પરંતુ શોક ભલે અસહ્ય હોય છતાં કદાપી હંમેશને માટે રહેતો નથી તેવુંજ મારૂં પણ બન્યું. મારો શોક દિનપ્રતિદિન ઓછો થવા લાગ્યો. અતીતાનંદ સ્વામી પણ મારી પ્રત્યે અપૂર્વ સ્નેહ બતાવવા લાગ્યા. ધીરે ધીરે હું તેમના દરેક અત્યાચારી અને નિર્દય કાર્યોમા ભાગીદાર બની ગયો. અને છેવટે હું પોતે પણ અત્યાચારી કાર્યો કરવા લાગ્યો.

માતા ! માતા ! શું કહું ? મારા કરેલા કર્મો યાદ આવતાં મારૂં હૃદય કંપી ઉઠે છે. મનમાં શંકા ઉત્પન્ન થાય છે કે મારૂં વૃતાંત જણાવ્યા પછી હું યોગિની દેવીનો ક્ષમાપાત્ર રહીશ કે નહી? માતા એક નરરાક્ષસના જેવાં કાર્યો મેં અતીતાનંદ સ્વામીની આજ્ઞાથી કર્યાં છે. માતા ! કોણ જાણે કેટલાએ નિરપરાધી નિર્દોષજનોના લોહીથી આ હાથ રંગાયા હશે. પરંતુ માતા ! તમારા સદુપદેશથી હવે મારા જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં છે. હવે તમારા મીલનથી મારો ભાગ્ય સુર્ય ફરી ગયે છે (રોતાં રોતાં ) હા ! હવે મારી શું સ્થિતિ થશે. શું મારા અસંખ્ય અપરાધો તરફ દયાનિધિ પરમાત્મા ક્ષમાની દ્રષ્ટિથી જોશે? શું માતાજી ! મારા અપરાધોની ક્ષમા આપી તેમની ગોદમાં મને સ્થાન આપશે?' કનકનું હૃદય શોકથી ઉભરાઇ ગયું. નયનોદ્વારા અશ્રુનો

વરસાદ વરસાવવા લાગ્યો. તે બહુ નમ્ર સ્વરે યોગિની પ્રત્યે ફરીથી બોલી ઉઠયો. 'માતા હવે મને ક્ષમા કરો ! મારા કરેલા કર્મોની કથની મને ના પુછો. એ વાત યાદ ના કરો. હવે મારૂં હૃદય પાષાણુંનું નથી રહ્યું પરંતુ દેવીના પ્રતાપે માનવ હૃદય બન્યું છે. માતા! એ પૂર્વાશ્રમમાં કરેલા કૃત્યોને સ્મરણ કરવાની મારામાં શક્તિ નથી રહી હે દીનદયાળ પરમાત્મા........'

'કનક શોકને ત્યજી દે. હજુ પણ પરમાત્માનો આભાર માન કે તને સદ્બુદ્ધિ સુઝે. કનક! પશ્ચાતાપ કરવાથી પથ્થર પણ પીગળી જાય છે તો હું મનુષ્ય કોણ? હું તારા કરેલાં કર્મોની ક્ષમા આપી આશિર્વાદ આપું છું કે, પરમાત્મા તને સદ્કાર્યો કરવાની બુદ્ધિ આપો. કનક શોકને ત્યજી દે. પરંતુ કનક જણાવ તો ખરો કે તારા લગ્ન થયા હતા કે નહી? અતીતાનંદના સહવાસમાં રહ્યા પછી તેં તારા ઘરની ખબર લીધી હતી કે?' યોગિનીએ પુછયું.

'હા, માતાજી જ્યારે હું આઠ વરસની બાળવયે હતો ત્યારેજ મારા પિતાએ મારા લગ્ન કરી દીધા છે. પરંતુ કોણ જાણે અત્યારે મારી વિવાહીત પત્ની કયાં હશે? કોણ જાણે તેને શું શું આફતો અને સંકટો વેઠવા પડયા હશે? કોણ જાણે અત્યારે તે શુંએ કરતી હશે? માતાજી! શું એવો દિવસ કોઇ દિવસ આવશે કે હું તેને મળી શકીશ? હું એક વખત મારા ઘર તરફ તેની તપાસ વાસ્તે ગયો હતો પરંતુ ત્યાં કોઇપણ જણાયું નહી. પંદર વરસમાં મારા ઘરની શુંએ સ્થિતિ થઇ હશે. કારણ કે, જ્યારે હું તપાસ વાસ્તે ગયો હતો ત્યારે તો મારા ઘરનું ત્યાં નામનાશાન પણ જણાતું ન હતું. માતાજી! મારા પ્રારબ્ધની દશા કાંઇ ઓર રંગો ખેલી રહી છે.

કોણ જાણે હજુ મારે કેટલાએ સંકટો વેઠવાના બાકી હશે. હા! વિધાતા તેં મને શા સારૂ જન્મ આપ્યો. ઓ પરમાત્મા! તેં મને જન્મ આપ્યો તેં સંસારની ભઠ્ઠીમાં શેકવા માટેજ કે? પ્રભો! તેં મને જ્યારે જન્મ આપ્યો ત્યારે દુષ્ટ કૃત્યો કરવા માટેજ કે? અત્યાચારી પરસ્ત્રિ સેવનમાં મશ્ગુલ રહેનાર વિષય લંપટનો આજ્ઞાધીન દાસ થવા માટે કે? તેના કરતાં તો બહેતર હતું કે તેં મને મનુષ્ય જન્મ આપવાને બદલે પથ્થર બનાવ્યો હોત તો કોઇના કાંઇ કામમા તો આવત' આવી રીતે પશ્ચાતાપ કરતો કનક રડતાં રડતાં યોગિનીના ચરણમાં પડયો.

'કનક! નકામો શોક કરવો ત્યજી દે. જે થવાનું હતું તે થઇ ગયું. મનુષ્ય જે કરે છે તે પરમાત્માની ઇચ્છાથીજ. પ્રભુએ તારા હાથે દુષ્કૃત્યો કરાવી પશ્ચાતાપના અગ્નીમાં બાળી શુદ્ધ કરવાજ દુષ્કૃત્યો કરાવ્યા હશે તો તે પરમ કૃપાળુ પરમાત્માની અપાર લીલાને જાણવાને કોણ શક્તિમાન છે માટે હવે પરમાત્માનું ચિંતવન કરતો સદાચરણ કર.' યોગિની કનકને આશ્વાસન આપતાં બોલી ઉઠયાં.

યોગિનીના આ શબ્દોથી પણ શાંત નહી થતાં કનક તેના ભુતકાળના દુષ્કૃત્યોને યાદ કરી રડવા લાગ્યો. તેથી યોગિની તેને ફરીથી આશ્વાસન આપતા બોલી ઉઠયા 'કનક! ગઇ ગુજરી ભુલી જા. તારા આગળના કરેલા દુષ્કૃત્યોને જેમ જોશી પણ ગઇ તિથિ વાંચતો નથી તેમ ભુલી જા. આ સંસારમાં શું કોઇના દિવસો એક સરખા ગયા છે? ઘડીમાં રાય હોય તે રંક થઇ જાય છે અને રસ્તાનો રખડતો ભિખારી લક્ષાધિપતિ બની જાય છે. માટે પરમાત્માનું ચિંતવન કરી સારા કાર્યોમાં ચિત્ત લગાવ. પરમાત્મા અવશ્ય તારા કાર્યની તને ક્ષમા આપશે.

યોગિનીના આશ્વાસનથી કનક હિંમત રાખીને બોલી ઉઠયો 'માતાજી ! આ દીન સેવકને આપની આજ્ઞા ફરમાવો ! આ સેવક આપની આજ્ઞા શિરોમાન્ય રાખી માતાજીની આજ્ઞા અનુસાર માનવ સમાજની સેવા કરવામાં તત્પર થશે. કહો દેવી ! આ સેવકને શું આજ્ઞા છે ?' કનક નમ્ર વાણીથી યોગિની પ્રત્યે બોલી ઉઠયો.

"હજુ રાત્રિ પડવાને એક કલાકની વાર છે માટે તું અહીંથી સીધે સીધો પશ્ચિમ દીશા તરફ ચાલ્યો જજે. થોડે છેટે જતાં એક મોટું વડનું ઝાડ આવશે, ત્યાં ચારે દીશા તરફ ચાર રસ્તા છે, તું ઉત્તર દીશા તરફ સીધો પગ રસ્તે ચાલ્યો જજે. આગળ જતાં ત્યાં એક નાનું મકાન દેખાશે ત્યાં જઇને રમણ ! રમણ ! કહીને બુમ મારજે. પછી જે કોઇ માણસ બહાર આવી તારી પાસે આવે તેને આ કાગળ આપજે અને ઉત્તર લઇ તાકીદે આવીને મને મળજે. હજુ મારે બહુજ મહત્વનું કાર્ય કરવાનું છે માટે જા સત્વરે પાછો આવજે' આમ કહી યોગિનીએ કનકના હાથમાં પત્ર મુકયો.

કનક પત્ર લઇ યોગિનીને વંદન કરી ઉભો થયો અને જે માર્ગ યોગિનીએ બતાવ્યો હતો તે તરફ ચાલ્યો ગયો. આજ સમયે ત્રણ ચાર સાધુઓ હાથમાં નગ્ન તલવાર લઇને યોગિની પાસે આવી પહોંચ્યા. અને યોગિનીને વંદન કરીને એક બાજુ ઉભા રહ્યા.

'જાઓ તે વાતનો તાકીદે નિવેડો લાવો કે ગઈ કાલે રાત્રે જે બનાવ બન્યો હતો તેનો મહારાજા સુરેન્દ્રસીંહ અને અતીતાનંદપર શું પ્રભાવ પડયો છે. જાવ સત્વરે તપાસ કરી મને તે હકીકતથી વાકેફ કરો' યોગિનીએ તેના અનુયાયીઓને ફરમાવ્યું.

સર્વ કોઇ યોગિનીની આજ્ઞાનો અમલ કરવાને ચાલ્યા ગયા.

યોગિની પણ આમ તેમ ફરતી હવે શું કરવું તે બાબતના વિચારમાં મગ્ન થઇ ગઇ.

આવી રીતે વિચારમાં યોગિનીએ કેટલોક સમય વ્યતીત કરી નાંખ્યો. ત્યારપછી કાંઇ વિચાર આવવાથી તે એકાએક બોલી ઉઠી 'ઓ પ્રભુ ! આ કેવી દોરંગી દુનિયા છે. આ સંસારની મોહજાળમાં ફસાઇ પોતાની રાક્ષસી મહત્વાકાંક્ષા પુરી કરવા માનવીઓ કેવા કેવા કર્મો કરે છે. દુષ્કૃત્ય, દુરાચાર અને વિષયવાસનામાં અંધ થઇ મનુષ્યો પરમાત્માના અસ્તિત્વને ભુલી જઇ કેવા ન કરવાના કામો કરે છે. પરંતુ આ સંસારની મોહજાળમાં ભુલેલા માનવી ભુલે છે અને તેથીજ તેઓ ખત્તા ખાય છે. શું દુષ્કૃત્યો કરી મોટા થવામાં તેમનું કલ્યાણ થવાનું છે ? શું પરમાત્મા તે પૈસાથી ખરીદાવાની વસ્તુ છે કે પૈસાદારો તેને ખરીદી શકશે ? નહીં, નહીં, પરમાત્માની પાસે તો રંક ને રાય સર્વ સમાન છે આ ભવાટવીમાં ભુલા પડેલા અતીતાનંદ જેવા માનવીઓ ભાન ભુલી ભવાટવીમાં ભમ્યા કરે છે તેઓને સદમાર્ગે લઇ જવા માનવસમાજની સેવા કરવી તેજ મારૂં કાર્ય છે. તેજ મારૂં અંતિમ ધ્યેય છે. ઓ પરમાત્મા ! તે પૂર્ણ કરજે.

આવી રીતે યોગિની વિચાર કરી રહી હતી તેવામાં એક સાધુ ત્યાં આવી પહોંચ્યો અને યોગિનીના વિચારમાં ભંગ કરતાં બોલી ઉઠયો 'માતાજી ! રાત્રિ પડી ગઇ છે. સર્વ કોઇ ભગવતીનું પુજન કરવા માટે આપની રાહ જોઇ રહ્યા છે.'

સાધુના ઉપરના વચનો સાંભળી યોગિની તે સાધુની સાથે જગતજનની મહામાયાનું પુજન કરવા રવાના થઇ ગયા.

---

# પ્રકરણ ૨૦ મું.



## શિયળ સંરક્ષણ.

સ્વામી અતીતાનંદના મઠના એક ભાગમાં હંસાને કેદ કરવામાં આવેલી છે. તેની નજીકમાં રમા પણ આ સમયે બેઠેલી છે. બેઉની આંખમાંથી અશ્રુધારા વહી રહી છે. બંનેના મનમાં અતીતાનંદ તરફનો ભય તેમને સતાવી રહ્યો છે. બંને વિચારના વમળે ચડયા હોય તેમ જણાય છે તેવામાં હંસા એકાએક બોલી ઉઠી.

'રમા! હવે તો જીવન વિસર્જન કરવું એજ સારૂં છે. હવે આ સંસારમાં આપણા માટે સ્થાન હોય તેમ જણાતું નથી. નિરાશા પછી આશાનો સંચાર થાય છે પરંતુ ઇશ્વર આપણા પર કૃપા કરવાનો હોય તેમ જણાતું નથી. બ્હેન! હવે આ દુઃખ સહન થતું નથી. હવે તો આ જીવનનો અંત આણવો તેજ વધારે શ્રેયકર છે. પણ હા! શું પ્રાણનો ત્યાગ કરવાથી તે મારા અંતરનો આરામ, મારૂં જીવન ધામ, મારો પ્રાણ મને મળશે? શું તે મહાનુભાવના મને સ્વર્ગમાં દર્શન થશે, કે જેને હું મારૂં તન, મન સમર્પણ કરી ચુકી છું? નહીં, નહીં, હવે તો આ પૃથ્વિ એજ મારૂં સ્વર્ગ છે. મરીને પરલોકમાં જવાથી જેને હું મળવા ઇચ્છુ છું તેનાથી હું વધારે દુર જતી રહીશ. પરંતુ જો આ સંસારમાં અમે જીવતાં હશું તો સંભવ છે કે, કોઇ દિવસે પણ તેને મેળવી શકીશ. તેના પવિત્ર દર્શનથી પાવન થઇશ અને તેમના પવિત્ર પાદ પંકજની સેવા કરવાનો અમુલ્ય લ્હાવો મેળવી હું મારા જીવનને સાર્થક કરી શકીશ.

પરંતુ હાય ! આજે અતીતાનંદને આપેલી મુદત પુરી થાય છે તે પાપી તેની પાપી ઇચ્છા પૂર્ણ કરવા હમણાંજ આવવો જોઇએ. આટલાં દિવસ તો જુઠાં બાના કાઢી તેને સમજાવ્યો. વ્રતનું બ્હાનું કાઢી તેને વિનવ્યો અને તે રીતે મારા સતીત્વનું કોઇ પણ પ્રકારે રક્ષણ કર્યું અને પાપીએ પણ મારા કહેવાપર વિશ્વાસ રાખી તેની ધારણામાં સફળ થવા મારા કહ્યા પ્રમાણે આચરણ કર્યું. પરંતુ આજે મારી ખરી કસોટી થવાની છે. જીવન અને મોતની વચ્ચે ભયંકર યુદ્ધ જામવાનું છે તેમાંથી કોણ જીતે છે તે જોવાનું છે. હશે જેવી હરિ ઇચ્છા. હવે મારા સતિત્વને સાચવી રાખવું તેજ કઠીન કાર્ય છે. આજેજ છેલ્લો દિવસ છે અને આજેજ એ દુરાત્મા વિષય લંપટ અતીતાનંદ સ્વામી અહીં આવીને મારા સતિત્વનો ભંગ કરવાનો પ્રયત્ન કરશે. પ્રભો! કરૂણાનિધાન! મારી લજ્જા તારે હાથ છે. આ દીન કીંકરીના સતિત્વનું રક્ષણ કરી પરમાત્માના અસ્તીત્વને ભુલી ગયેલા આ સંસારના માનવીઓને તારા અસ્તીત્વની ખાત્રી કરી આપ. મને માત્ર તારોજ વિશ્વાસ છે, તારા સિવાય આ વિપત્તીમાંથી મારો ઉદ્ધાર કરવાને કોઇ પણ સમર્થ નથી. કે જે મને સહાય કરે. શું સ્ત્રીઓનું અમુલ્ય ધન પતિવ્રત તે ગુમાવી આ સંસારમાં જીવવું એ ઉચ્ચીત છે? શું એવું સતિત્વ રત્ન ગુમાવીને આ પામર પિશાચ જેવા નીચ લુંટારાની સ્ત્રી થઇ રહેવું ઉચ્ચીત છે? નહીં! નહીં! એમ બનવું સર્વથા અશકય છે. શુદ્ધ ક્ષત્રિય કુમારીકા રામ કૃષ્ણની તનયા તેના સતિત્વને ગુમાવવા દેશે કે તેના કરતાં તો તે મોતને વ્હાલથી ભેટશે. હા! હવે તો આત્મહત્મા કર્યા સિવાય બીજો રસ્તોજ ભાગ માટે જણાતો નથી! સાડીમાં છુપાવી

રાખેલ છરો કાઢીને હંસા ફરીથી બોલી ઉઠી ! બસ ! ઓ કટાર તું પણ સ્ત્રી જાતી છે માટે હંમેશાં તારો પણ સ્ત્રી જાતીનો પક્ષપાત હોવો જોઇએ માટે મારા શિયળના રક્ષણ માટે તું સત્વર મારા હૃદયમાં પેસી જા. કોણ જાણે યોગિની દેવી કે જે મારા સહાયક હતા તે પણ આ અણીના વખતે ક્યાંઇ ચાલ્યા ગયાં છે. તેમના પણ આ દુઃખના સમયમાં દર્શન થવા મુશ્કેલ થાય છે. 'ઓ યોગિની દેવી સત્વરે આવી આ દીનબાળાને બચાવો. મારા શિયળનું સંરક્ષણ કરો' બ્હેન રમા ! હવે આપણે આપણા શિયળના સંરક્ષણ માટે શું ઉપાયો યોજવા તેની સલાહ દે જોઇએ.

"હંસા" પ્રિય બ્હેન હંસા ! ધન્ય છે તને, ધન્ય છે તારી જનેતાને અને ધન્ય છે તારા આવા ઉત્તમ વિચારોને, બ્હેન હું પણ તારી માફક આ લંપટી અતીતાનંદના પાસમાં સપડાયેલી છું તે તને મુક્તિનો રસ્તો શું બતાવવાની હતી ? જે દિવસે તમને પકડી લાવ્યા તે પછીના ત્રીજે દીવસેજ મને મારા પિતાથી વિયોગીની કરી અહીં લાવવામાં આવી છે. બ્હેન ! મારે પરમકૃપાળુ સચ્ચીદાનંદ પરમાત્માનો આભાર માનવો જોઇએ કે વિષયલંપટ મનુષ્યના કારાગૃહમાં રહેવા છતાં હજુ મારા શિયળને કોઇપણ પ્રકારની આંચ આવી નથી. હજુ હું કલંકીત બની નથી. બ્હેન ! મારા સતીત્વનો નીચેના ઉપાયથી અત્યાર સુધી બચાવ કરતી આવી છું અને તે એ છે કે જ્યારે જ્યારે તે સફેદ ઠગ, સાધુના વેશમાં છુપાઇ રહેલ શયતાન અતીતાનંદ મને કુપથપર ચલાવવા પ્રયત્ન કરતો હતો ત્યારે હું આત્મહત્યા કરવાનો ભય બતાવી મારો ધર્મ બચાવી લેતી હતી. બ્હેન ! અત્યાર સુધી મેં જીવન ટકાવી રાખ્યું છે તેનું મુખ્ય કારણ

તમારો પ્રેમ છે. અસ્તુ! ઇશ્વરેચ્છા બલીયસી. જેટલા દિવસ આપણા ભાગ્યમાં દુઃખ ભોગવવાનું લખ્યું તે ભોગવવું પડશે તે મિથ્યા કરનાર કોઇ છેજ નહીં માટે શોકને ત્યજી હીંમત રાખી દેવાધીદેવની સ્તુતિ કરો કે તે પરમકૃપાળુ પરમાત્મા આપણા સંકટો ટાળી આપણી મનવાંચ્છના પૂર્ણ કરે. બ્હેન! ગભરાવાની કાંઇ જરૂર નથી માટે, હીંમત રાખો. હીંમત રાખીને જે મનુષ્ય પોતાનું કાર્ય કર્યે જાય છે તે હંમેશાં ફતેહમંદ નિવડે છે માટે બ્હેની! ધીરજ રાખી જે થાય તે જોયા કરો. આ અટપટા સંસારના ઘડી ઘડીમાં બદલાતા અવનવા રંગો નીરખો. બ્હેન! ધીરજના ફળ હંમેશાં મીઠાંજ હોય છે. બ્હેન! મારો આત્મા તો મને સાક્ષી આપી રહ્યો છે કે છેવટે અવશ્ય ઇશ્વર આપણો મદદગાર થશે માટે શોકને ત્યજી ધીરજ રાખો' રમાએ હંસાને આશ્વાસન આપતાં કહ્યું.

'બ્હેન! તમો ધીરજ રાખવાનું કહો છો પરંતુ કહો તો ખરા કે હું ધીરજ કેવી રીતે ધરી શકું? મારા સતિત્વનો ભંગ થશે તે વિચાર આવતાંજ મને કમકમાટી છુટે. મારો અંતરાત્મા મને કહી રહ્યો છે કે હંસા! શિયળ ભ્રષ્ટ થવા કરતો તો આત્મહત્યા કરવી તે હજાર દરજ્જે સારૂં છે. બ્હેન મને એજ વિચાર આવે છે અને હું તેજ ડરથી બ્હી રહી છું કે આજે તે વિષયલંપટ દુરાચારી સાધુના નામે શયતાનના કૃત્યો કરનાર અતીતાનંદ પાસેથી મારા શિયળને કેમ રક્ષાં શકીશ? બહેન! આજ વિચારોએ મારૂં મન ચગડોળે ચડાવ્યું છે. આજ વિચારોએ મારી શાંતિ અને ધીરજને ત્યજાવી દીધી છે. બ્હેન! હવે તો આત્મહત્યા કર્યા સિવાય બીજો કાંઇ ઉપાયજ બાકી રહ્યો નથી. હંસાએ કહ્યું.

'નહીં હંસા ! તારે મરવાની કાંઇ જરૂર નથી. તું તો મારી હૃદયમણી છે. હંસા ! મરવા પહેલાં તારૂં આપેલું વચન પૂર્ણ કરી મારા આત્માને શાંતિ આપો. ત્યાં એકાએક આવી પહોંચતાં સ્વામી અતીતાનંદ બોલી ઉઠયો.

'વ્યાઘ્રની સન્મુખ જેવી હરણની દશા થઇ જાય છે તેવી દશા આ વખતે હંસા અને રમાની થઇ હતી. તેઓ બંને બાળાઓના ગાત્રો થરથર ધ્રુજવા લાગ્યા.

'કેમ હૃદયમણી હંસા અને રમા શું વિચાર કર્યો ? તમારા સુકોમળ કરને આ ચિત્રામાં વિંટાળી અમૃત સુખ માટે ટળવળતા તમારા પ્રેમીને અમૃતરસ પાશો કે ? હવે તો તમારૂં વ્રત સમાપ્ત થઇ ગયું હશે ? બાળાઓ તમારા યોવનના ખીલતા ઉધ્યાનને ખુંદી નાંખવાની મને ફરજ નહીં પાડતાં તેને એક કુશળ માળીના પેઠે ઉછેરવાનું કામ મને સોંપો' અતીતાનંદ સ્વામી હંસા અને રમાની નજીક આવીને બોલી ઉઠયો.

હંસા અને રમા અતીતાનંદના આ શબ્દોનો જવાબ નહીં આપતાં શાંત બેસી રહી.

હંસા અને રમાને ચુપચુપ શાંત રીતે બેસી રહેલી જોઇ અતીતાનંદસ્વામી બંનેને ઉદ્દેશીને બોલી ઉઠયા 'કહો, કહો મનમોહિની રંભા અને ઉર્વશી તમારા અમૃત વરસતા અધરના પાન થકી આ સેવકને કયારે અમર કરશો ?'

અતીતાનંદના શબ્દોનો જયારે બંને બાળાઓએ કાંઇ જવાબ ન આપ્યો ત્યારે તે ગુસ્સે થતાં બોલી ઉઠયો 'બહુ મનાવ્યા છતાં

જ્યારે મારી ઇચ્છાનો ઇનકાર કરવામાં આવે છે ત્યારે આ છોકરીઓ તમારો કાળજ આવ્યો હોય તેમ મને જણાય છે.'

અતીતાનંદના ઉપરાઉપરી પ્રશ્નોનો કાંઇપણ જવાબ ન આપતાં બંન્ને બાળાઓ હીંમત રાખી ઇશ્વરનું નામ લેતાં ગુપચુપ બેસી રહી.

હંસા અને રમા ! જો આજ તમારો છેલ્લો દીવસ છે. આજે હું તમોને છોડનાર નથી કોઇપણ ઉપાયે તમારા સૌંદર્યનો ઉપભોગ કરનાર છું. પરંતુ તમો બંને બાળાઓને આ છેલ્લી ચેતવણી આપું છું કે, જો તમો મારી ઇચ્છાનો ઇન્કાર કરશો તો અંતે રીબાઇ રીબાઇને મરવું પડશે હજુ તમો અતીતાનંદને પુરેપુરા પીછાણતા હો તેમ જણાતું નથી. કારણ કે, મારૂં નામ સાંભળતાં સર્વ કોઇ થરથરી ઉઠે છે તો ત્યાં તમારૂં અબળાઓનું શું ગજું? આમ કહી તે રમાનો હાથ પકડવાને આગળ ધસ્યો.

અતીતાનંદ સ્વામીનું આવું વર્તન જોઇ હંસાને તેના પર ક્રોધ ચઢયો તેથી તે અતીતાનંદ સ્વામી પ્રત્યે ગંભીર સ્વરે બોલી ઉઠી ધર્માત્માનો ઢોંગ કરી ધર્મગુરૂ હોવા છતાં સમાજની વહુ દીકરીઓના શિયળ ભક્ષક જેવા ! બાળાઓનો તું ધર્મગુરૂ હોવાથી શાસ્ત્ર પ્રમાણે પિતા તુલ્ય કહેવાય તેથી તારી પુત્રી તુલ્ય અબળાઓનાજ શિયળને છુંદી નાંખવાની ઇચ્છા કરતાં તારા ગાત્રો કેમ ગળી જતા નથી? અતીતાનંદ સ્વામી તમોને હું મારો અને મારી સખીનો અંતીમ નિશ્ચય જણાવી દેવા ઇચ્છું છું. અતીતાનંદ સ્વામી તમો એટલું તો નક્કી સમજજો કે જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો સ્ત્રીઓને પ્રાચ જે સતિત્વ કે જે આર્ય અબળાઓનું જીવન છે તેને નષ્ટ નહીં થવા દઇએ. સ્ત્રીઓને માટે સતીત્વ તેજ તેનું ધનં

અને પતિ તેજ પરમેશ્વર છે તે વેદ વાકય મનાય છે. જે સ્ત્રી પોતાના સતિતત્વનું જીવન જતાં પણ રક્ષણ નથી કરતી તે સ્ત્રી નહીં પણ પિશાચીની છે. પોતાના શિયળનું ભંગ કરી ભોગ વિલાસ અને રંગ રાગ માણવા ઇચ્છતી સ્ત્રી પતિત થઇને ઘોર નર્કમાંજ સબડયા કરવાની છે. તેથી માતા અને પિતાના કુળને કલંક લાગે છે. તેના પિતૃઓ તેને શ્રાપ આપે છે, તમો નિશ્ચયથી માનજો કે અમો તમે અમારી જીવતાં ચામડી ઉતરાવશો આંખોમાં ધગધગતા સળીયા ઘોંચશો તે આનંદથી સહન કરીશું પરંતુ અમારા સતિત્વનો નાશ નહીં થવા દઇએ. કારણ કે, સતિત્વ તેજ સ્ત્રીઓનું ભૂષણ છે. અતીતાનંદ સ્વામી! તમે શા માટે સ્વામી અને ધર્મગુરૂના નામને કલંક લગાડી રહ્યા છો? ચેતો! અતીતાનંદ સ્વામી હજુ પણ ચેતો પરમકૃપાળુ પરમાત્મા હજુ પણ તમારા કરેલા દુષ્કૃત્યની તમને માફી બક્ષશે. અતીતાનંદ છેવટે હું તને એટલુંજ જણાવું છું કે જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી અમારા શરીરને તલ માત્ર પણ સ્પર્શ કરવાની તારી ધારણા ભુલ ભરેલી છે. હું જોઉં છું કે, અમોને સ્પર્શ કરવા કોણ હિંમત ધરાવે છે? હંસા ક્રોધાયમાન બનીને અતીતાનંદ સ્વામી પ્રત્યે બોલી ઉઠી.

'બસ! તારી જબાંનને બંધ કર હંસા, મને છંછેડી હવે શું તું ફાયદો કાઢી જવાની છે? શું સીંહને છંછેડી કોઇ બચી શકયું છે કે તું બચી શકીશ? હું તારી અત્યારે ને આ પળેજ દુર્દશા કરવા ઇચ્છું છું. હવે તને સમય ન આપતાં હું પોતેજ હમણાંજ તારા શિયળને ભ્રષ્ટ કરી. તારા સતિત્વને રગદોળી છુંદી નાખું

છું, જોઉં છું કે કોણ તને બચાવે છે ?' અતીતાનંદ સ્વામી ગુસ્સામાં બોલી ઉઠયા, અને હંસાને પકડવા આગળ ધસ્યા.

અતીતાનંદને આગળ ધસ્યો આવતો જોઇ હંસાએ તેની છાતીમાં અત્યારસુધી છુપાવી રાખેલી કટાર ખેંચી કાઢી અને સીંહણ સમાન ગર્જના કરતી બોલી ઉઠી. 'ચાલ દુર થા' જાય છે કે નહીં? નહીંતર અત્યારે ને આ ક્ષણેજ આ કટારથી તારી છાતી ભેદી નાખીશ !' આ શબ્દો બોલતાં બોલતાં હંસાએ ઉગ્ર સ્વરૂપ ધર્યું હતું. કેમ જાણે કાલીકા અસુરોનો સંહાર કરવાને ન નીકળી હોય.

અતીતાનંદ સ્વામીએ આ જોઇને તેના અનુયાયીઓને બોલાવવાને જોરથી તાલી પાડી તાલીનો અવાજ સાંભળી તેના અનુયાયીઓ આવી પહોંચે તે પહેલાં એક બે મનુષ્યો હાંફતા હંફતા અતીતાનંદ સ્વામી પાસે આવી પહોંચ્યા અને કાનમાં કંઇક વાતચીત કરી. આ વાતચીત સાંભળતાંજ અતીતાનંદ સ્વામીનો ચ્હેરો એકાએક ફરી ગયો અને ત્યાં તાલીના અવાજથી આવી પહોંચેલા તેના અનુયાયીઓને હંસા અને રમાનું રક્ષણ કરવાનું કાર્ય સોંપી અતીતાનંદ સ્વામી આવેલા બે મનુષ્યો સાથે એકાએક ત્યાંથી શીઘ્રગતિથી રવાના થઇ ગયો.



# પ્રકરણ ૨૧ મું.



## ગેબી મદદ.

યોગિનીના અનુચરે બતાવેલી કોટડીમાં લાવણ્યસીંહ છાનોમાનો ચિંતામગ્ન સ્થીતિમાં બેઠેલો છે. એક અઠવાડીયા કરતાં વધારે દિવસ થઇ ગયા તો પણ હજુ યોગિની કે તેનો અનુચર કોઇ આવ્યું નહીં. સમય થતાં હંમેશાં એક માણુસ લાવણ્યસીંહને ખોરાક આપી જાય છે. જે બહેરા મુંગાની માફક લાવણ્યસીંહના પ્રશ્નોનો કંઇ પ્રત્યુત્તર આપતો નથી. લાવણ્યસીંહની દશા ચિંતાને લીધે દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે. તે કેટલાએ વિચારો કરે છે. પણ તેને યોગિની કે તેનો મનુષ્ય કેમ નહીં આવ્યો હોય તેની સમજણ પડતી નથી. તેને બહાર કાઢી સ્વતંત્ર કરવાની શક્તિ યોગિનીમાં છે છતાં તે પણ કેમ નહી આવેલ હોય. લાવણ્યસીંહ તેના મનમાં વિચાર કર્યા કરે છે કે હવે તો મારે અહિંથી ચાલ્યા જવું જોઇએ. હવે ઝાઝો સમય હું અહીં રહી શકું તેમ નથી. કોણ જાણે પિતાજી પર કેવી કેવી વિપત્તીઓ આવી પડી હશે? તેઓ અત્યારે કેવી સ્થીતિમાં હશે? મારા, અરે તેના લાડકવાયા યુવરાજના વિયોગમાં એને કેવાંયે સંકટો વેઠવાં પડયાં હશે? હંસા પણ બિચારી મારી માફક દુઃખીણી છે. હંસા! હંસા! હવે અહીંથી જલ્દી પલાયન કરી જઇ તને તે પાપીના પંજામાંથી છોડાવવા હું સત્વરે આવું છું.

આવી રીતે લાવણ્યસીંહ બોલતો હતો તેજ સમયે કેટલાંક માણુસોનો પગરવ તેણે સાંભળ્યો. એ કાન દઇને સાંભળવા લાગ્યો.

ત્યારે તેને જણાયું કે, જે કોટડીમાં અત્યારે તે છે તેજ કોટડી તરફ કેટલાક માણસો ચાલ્યા આવે છે. લાવણ્યસીંહે ચાપલ્યતાથી એકદમ કોટડીનું દ્વાર બંધ કરી દીધું અને દરવાજા પાસે ઉભો રહીને શું બને છે તે જોવા લાગ્યો. થોડા સમયમાં માણસો તે બાજુ આવવા લાગ્યા. તેથી તેને નિશ્ચય થયો કે કોઇ માણસો આ તરફજ આવતાં હોય તેમ જણાય છે. તેણે ઓરડીમાં પ્રકાશને માટે બળતો દીવો ઓલવી નાંખ્યો. તેથી કોટડીમાં ચોતરફ અંધકારનું સામ્રાજ્ય ફેલાઇ ગયું..

એજ સમયે સ્વામી અતીતાનંદ અને પેલા બે માણસો કે જેને આગળના પ્રકરણમાં જોઇ ગયા છીએ તે જે કોટડીમાં લાવણ્યસીંહને રાખીને યોગિનીનો માણસ ચાલ્યો ગયો હતો તે ઓરડી પાસે આવી પહોંચ્યા, અને કોટડીના દરવાજા પાસે આવી પહોંચતા તેઓમાંનો એક બોલી ઉઠયો, 'કાલે સાંજેજ મેં લાવણ્યસીંહને આ કોટડીમાં જોયો હતો; અને એટલું તો નિર્વિવાદીત છે કે, તે આ કોટડીમાંજ છે. તે અવશ્ય આપના ભયથી આ કોટડીમાંજ છુપાઇને બેઠો હશે. માટે ગુરૂ મહારાજ! આપણે કોટડીમાં અવશ્ય તપાસ કરવી જોઇએ.

આવી રીતે વાતચીત કરતાં સૌ કોટડી પાસે આવી પહોંચ્યા અને કોટડીને તાળું મારેલું જોઇ તેઓમાંનો એક બોલી ઉઠયો કે, આ કોટડીનું તાળું ઉઘાડી નાંખો.'

'ચાવી કયાં છે? ગુરૂ મહારાજ! લાવણ્યસીંહ નક્કી આ કોટડીમાંજ છુપાઇ ગયો હોય તેમ મને જણાય છે' બીજાએ કહ્યું.

'ચાવી ન હોય તો દરવાજો તોડી નાંખો, જેથી આપણે સહેલાઇથી કોટડીમાં દાખલ થઇ શકીશું' ત્રીજાએ ટાપસી પુરી.

આ વાતચીતપરથી લાવણ્યસીંહને સ્પષ્ટ રીતે માલમ પડ્યું કે, આ શબ્દો સ્વામી અને તેના અનુયાયીઓના છે.

• કોટડીને તાળું મારેલું જોઇ અતીતાનંદ સ્વામીએ તેના અનુયાયીઓને કોટડીના દરવાજા તોડી નાંખવાને ફરમાવ્યું. અતીતાનંદ સ્વામીનું ફરમાન સાંભળતાંજ તેના માણસો હથોડા અને કુહાડાઓ લઇને કમાડ ભાંગવાને તુટી પડયા, હથોડા અને કુહાડીઓના ઘાથી કમાડ પણ ચઇડ ચઇડ બોલવા લાગ્યાં અને આ અવાજ એમ ખાત્રી આપતો હતો કે કમાડ તુટવાને હવે અધીક સમય નથી.

આ બાજુ કમાડના ચઇડ ચઇડ અવાજ અને હથોડા તથા કુહાડીઓના ઘા દરવાજાપર પડવાથી થતા અવાજથી લાવણ્યસીંહની દશા ધીરે ધીરે ભયને લીધે ખરાબ થતી જતી હતી. ક્ષણે ક્ષણે અને પળે પળે પકડાઇ જવાનું ભુત તેને સતાવી રહ્યું હતું. અંધકારમાં ઉભો ઉભો લાવણ્યસીંહ તેના ભાગ્યને ધીક્કારતો હતો. તે સમયે એકા એક અદ્દભુત ઘટના બની, કોઇએ ધીરે ધીરે આવીને લાવણ્યસીંહનો હાથ પકડયો, લાવણ્યસીંહ આને લીધે ભયથી વિહ્વળ બની ગયો. એના ગાત્રો શિથિલ થઇ ગયા. તે ભયથી કંપવા લાગ્યો. તેના મોંઢા પર ભયને લીધે લાલીને સ્થાને ફીકાશે સ્થાન લીધું. આવનારે લાવણ્યસીંહનું કાંડુ પકડયું અને તેને દૂર ખેંચી ગયો. લાવણ્યસીંહ પણ કાષ્ટના પુતળાની માફક તે જ્યાં લઇ જાય ત્યાં તેની પાછળ પાછળ જવા લાગ્યો. લાવણ્યસીંહને ઘસડી જનાર વ્યક્તિ લાવણ્યસીંહનો • મીત્ર છે કે શત્રુ તેનો પણ લાવણ્યસીંહને વિચાર કરવાનો અવકાશ આપ્યા સિવાય કેટલાયે દરવાજા ઓળંગતી ઓળંગતી લાવણ્યસીંહનો હાથ પકડી તેને તે કેટલેય દૂર લઇ ગઇ. આવી રીતે આ વ્યક્તિની

સાથે આગળને આગળ ચાલ્યા જતા લાવણ્યસીંહને ઠંડી શીતળ હવાનો સ્પર્શ થયો કે જેનો સ્પર્શ તેને કેટલાયે દિવસો થયાં થયો ન હતો. આવી રીતે ચાલ્યા જવા પછી થોડેજ દૂર જતાં તે વ્યક્તિ અને લાવણ્યસીંહ બંને એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા. આકાશમાં પ્રકાશી રહેલ ચંદ્રમાના તેજમાં લાવણ્યસીંહ જોઇ શકયો કે તેને પેલી કોટડીમાંથી અહીં લઇ આવનાર વ્યક્તિ શ્યામ વસ્ત્રમાં ઢંકાએલી હતી.

ચાંદનીમાં આવી પહોંચ્યા પછી લાવણ્યસીંહને અહીં લઇ આવનાર વ્યક્તિ લાવણ્યસીંહ પ્રત્યે બોલી ઉઠી કે, 'લાવણ્યસીંહ હજુ તુ એમ ના સમજતો કે, તું હજુ દુશ્મનોથી મુક્ત સ્વતંત્ર થઇ ગયો છે. હજુ તો તારે ઘણાજ અગત્યના કામો કરવાના છે. માટે મારૂં કહેવું લક્ષમાં રાખી તારૂં વર્તન ચલાવજે. જો કે તું અત્યારે કે સ્વતંત્ર છે. શત્રુઓથી રહીત છે તો પણ તારે ખ્યાલમાં રાખવાનું છે ડગલે અને પગલે તારા પર આફતો ઝઝુમી રહેલી છે. ભુલેચુકે પણ તારા રાજ્યમાં અરે રાજ્યધાનીમાં જતો નહી. કારણ કે સ્વામી અતીતાનંદ હવે તારા પિતાને પણ કેદ કરવા માંગે છે. તારા પિતાના રાજ્યમાં અતીતાનંદ સ્વામીના કેટલાયે માણસોને રાખવામાં આવ્યા છે. હવે તારૂં ત્યાં જવું સર્વથા નકામું છે. તું આ સ્થળેથી સીધો પશ્ચિમ દીશા તરફ ચાલ્યો જજે. લગભગ બે ત્રણ ગાઉ ગયા પછી ત્યાં તને એક ખંડીયેર આવેલું જણાશે. આજનો આખો દિવસ તું ત્યાં ગુજારજે. સંધ્યા સમયે હું તને ત્યાં આવી મળીશ. કદાપિ જો કોઇ માણુસ ત્યાં આવી ચઢે અને તને પુછે કે તું કોણુ છે તો તારે તેને તારૂં નામ રણુવીર જણાવવું અને કહેવું કે, વિરેન્દ્રનો માણુસ છું. લે આ તલવાર અને

સંકટ સમયે આ ભવાનીથી તારા દુશ્મનોના પ્રાણ હરી તારી જાતનું રક્ષણ કરજે. આમ કહી તે અજ્ઞાત વ્યકિતએ લાવણ્યસીંહના હાથમાં તલવાર આપી. લાવણ્યસીંહ તલવાર લઇને તે વ્યકિત પ્રત્યે નમ્ર ભાવે બોલી ઉઠયો. તમોએ મારાપર કરેલા ઉપકાર માટે હું તમારો આભાર માનું છું, પણ કૃપા કરી મને મારા પિતા પાસે જઇ તેમની રક્ષા કરવા માટે આજ્ઞા આપશો એવી આશા છે.'

'લાવણ્યસીંહ મારી આજ્ઞાનું પાલન કરવામાંજ તારૂં શ્રેય છે માટે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી કદાપિ અવિચારી પગલું ભરતો નહી. લાવણ્યસીંહ તારા કરતાં મને તારા પિતાની ચિંતા અધીક છે માટે તે બાબતની ચિંતાને તજી તું નિશ્ચિંત રહી તારૂં રક્ષણ કરજે. લાવણ્યસીંહ જો તું મારી આજ્ઞાનું પાલન કરી મેં તને બતાવેલા સ્થળે રહેશે તો ફરીથી પકડાઇ જવાના ભયથી તું મુકત થશે, અજ્ઞાત વ્યકિત બોલી ઉઠી.

'શું આપ સંધ્યા સમયે જરૂર તમોએ મને બતાવેલા સ્થાને આવશો? જો, આપ આવવાના હો તો હું તમારી રાહ જોતો તમોએ બતાવેલા સ્થળે બેસી રહીશ' લાવણ્યસીંહે કહ્યું.

લાવણ્યસીંહ! હું ત્યાં અવશ્ય આવીશ. આજે સંધ્યાકાળ સુધી તું મારી રાહ જોતો ત્યાં બેસજે જો એટલા સમયમાં હું ન આવું તો તું સમજજે કે વળી કોઇ નવીનજ આફત મારાપર આવી પડી હશે તેથી તારે તુરતજ તે મકાન છોડીને દૂર તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જવું, લાવણ્યસીંહ તારૂં રક્ષણ કરજે, હું સંધ્યા સમયે અવશ્ય આવીશ. બસ ત્યારે હવે જા, વિલંબ કરવાથી કદાચ બરાબર વખતે હું જો તારા પિતા પાસે નહી જઇ શકું તો સંભવ છે કે તેના પર કોઈ નવીન વિપત્તી આવી પડશે . કદાચ તે અતીતાનંદ

સ્વામીના માણુસોના હાથે પકડાઇ પણ જાય માટે જા લાવણ્યસીંહ તું મેં બતાવેલા સ્થળે મારી રાહ જોતો બેસી રહેજે. અવશ્ય ત્યાં હું આવી પહોંચીશ.

આટલું સાંભળતાંજ લાવણ્યસીંહે તે અજ્ઞાત વ્યક્તિએ બતાવેલા સ્થળ તરફ જવાનો માર્ગ પકડયો. લાવણ્યસીંહના ગયા પછી તે અજ્ઞાત વ્યક્તિએ જોરથી સીટી વગાડી તરતજ કેટલાક માણુસો આમ તેમથી નીકળી આવ્યા અને બોલી ઉઠયા શું છે આજ્ઞા ?

તમો સર્વ મહારાજા સુરેન્દ્રસીંહના રાજ્ય મહેલ તરફ ચાલ્યા જાવ. થોડા સમય પહેલાં સ્વામી અતીતાનંદે તે તરફ તેના વીસ પચ્ચીસ માણુસોને રવાના કર્યા છે તે સમાચાર યોગિનીને જણાવી તમો સત્વરે ત્યાં ચાલ્યા જાવ. હું પણ ત્યાં અલ્પ સમયમાં આવી પહોંચું છું.

તે અજ્ઞાત વ્યક્તિની આજ્ઞા પ્રમાણે સર્વ ત્યાંથી ચાલ્યાં ગયા આ બાજુ તે અજ્ઞાત વ્યક્તિ એક પત્થરની શીલાપર બેસી થોડો સમય વિચારમાં એકાએક મગ્ન થઇ ગઇ. આવી રીતે થોડો સમય બેસી રહ્યા પછી તે એકાએક એક દિશા તરફ રવાના થઇ ગઇ.



# પ્રકરણ ૨૨ મું.



## સુરેન્દ્રસીંહ કેદ.

આજે મહારાજા સુરેન્દ્રસીંહના આત્માને કંઇ ચેન પડતું નથી. આજ પ્રાતઃકાળેજ કોઇ જાસુસે આવી લાવણ્યસીંહ અતીતાનંદ સ્વામીના મઠમાં કેદ છે તેવા સમાચાર જણાવ્યા હતા ! બસ આટલાં

સમાચાર સાંભળતાંજ મહારાજા સુરેન્દ્રસીંહના નિરાશ હૃદયમાં પણ આશાનો સંચાર થયો. શત્રુઓ પાસેથી બદલો લેવાની ખાતર તેના હાથ ચરવરી રહ્યા હતા. પુત્રને મળવાના આનંદમાં હૃદય પ્રફુલ્લીત થઇ રહ્યું હતું. યુદ્ધને માટે સૈન્યની તૈયારીઓ થઇ રહી હતી. જાસુસે પણ સમાચાર આપ્યા હતા કે લુંટારાની ટોળી બહુજ થોડી છે એટલે મહારાજા સુરેન્દ્રસીંહને વધારે સૈનીકોની આવશ્યકતા જણાતી નહતી. સો મનુષ્યોનો સાથે છુપી રીતે તેઓ આજે અતીતાનંદ સ્વામીના મઠપર એકાએક હુમલો કરવાના હતા.

મહારાજા સુરેન્દ્રસીંહ લાવણ્યસીંહ ધર્મગુરૂ તરીકે ગણાતા સ્વામી અતીતાનંદના મઠમાં કેદ છે તે જાણતાંજ તે બોલી ઉઠયા, અતીતાનંદ! જ્યારે મેં તમોને ધર્મગુરૂ બનાવ્યા ત્યારે મારાજ યુવરાજના પ્રાણ લેવાને તું તત્પર થયોને? જેણે તને રક્ષણ આપ્યું આશ્રય આપ્યો તેનાજ કુળનો નાશ કરવાને તત્પર થયો કે? અતી-તાનંદ મને જો આવી ખબર હોત તો તને ધર્મગુરૂ તરીકે સ્વીકારતજ શા માટે?

ઓ ધર્મી ધુતારા અતીતાનંદ! તારાપર વેર લેવાને મારા હાથ ચળવળી ઉઠયા છે!' આમ બોલતાં બોલતાં મહારાજા સુરેન્દ્ર-સીંહ આમ તેમ ફરવા લાગ્યા.

સંધ્યાકાળનો સમય થવા આવ્યો છે. ધીમે ધીમે અંધકાર વધ્યોજ જાય છે. આજે અમાવાસ્યાની અંધકામયિ રાત્રિ છે. આકાશ પણ કાળી ઘટાથી ઘેરાયેલું છે. મહારાજા સુરેન્દ્રસીંહનું સૈન્ય તૈયાર છે. તેઓ સર્વસ્યામ વસ્ત્રમાં છુપાતા ધીરે ધીરે શહેરની બહાર ચાલ્યા જાય છે. પહેલેથીજ એમ નક્કી કરવામાં આવ્યું હતું કે જ્યાં

સુધી પચાસ મનુષ્યો નીયત કરેલા સ્થળે પહોંચી ન જાય ત્યાં સુધી રાજ્યમહેલમંજ રહેવું.

રાત્રિના બે વાગ્યાનો સમય હશે. જે સમયે આ મંડળી અતીતાનંદ સ્વામીના મઠના દરવાજા નજીક જઇ પહોંચી તેજ સમયે જાસુસે દરવાજો ઉઘાડયો અને મહારાજા સુરેન્દ્રસીંહે પોતાના પચાસ મનુષ્યો સહીત અંદર પ્રવેશ કર્યો અને બીજા પચાસ મનુષ્યોને રક્ષા માટે બહાર રાખવામાં આવ્યા.

મહારાજા સુરેન્દ્રસીંહ અને તેના સૈનીકો નીર્વિઘ્ને મઠના દ્વાર પાસે જઇ પહોંચ્યા રસ્તામાં એક પણ મનુષ્ય તેમના જોવામાં આવ્યો નહીં. સર્વત્ર શાંતીનું સામ્રાજ્ય પથરાએલું હતું. બત્તી સુધાં સળગતી ન હતી. સર્વત્ર સુનકાર જેવું જણાતું હતું.

અચાનક આંગણા સામેના પાંચ દરવાજા ઉઘડી ગયા અને લગભગ પચાસ અતીતાનંદ સ્વામીના અનુયાયીઓ હાથમાં ઉઘાડી તલવાર સહીત બહાર નીકળી આવ્યા. એમને જોતાંજ મહારાજા સુરેન્દ્રસીંહ તેમના પર તુટી પડયા પરંતુ તેની સાથેના પચાસ સૈનીકોમાંથી મોટી સંખ્યા તો અતીતાનંદ સ્વામીના સૈનીકોમાં મલી ગયા અને મહારાજા સુરેન્દ્રસીંહની સામે લડવા લાગ્યા. આ દૃશ્ય જોતાંજ મહારાજા સુરેન્દ્રસીંહની સ્થિતિ બદલાઇ ગઇ, અને મહારાજા સુરેન્દ્રસીંહના પક્ષકારો પણ ગભરાઇ ગયા. તેવામાં એકાએક અતીતાનંદ સ્વામી ત્યાં આવી પહોંચ્યા અને મહારાજા સુરેન્દ્રસીંહ પ્રત્યે બોલી ઉઠયા, 'કેમ મહારાજા સુરેન્દ્રસીંહ, જોયો કે આ અતીતાનંદ સ્વામીના પ્રભુત્વનો પ્રભાવ! તું જાણે છે કે મારૂં અધિપત્ય કેટલું છે? કદી જો કોઇને તમારા પ્રાણુની પરવા હોય તો શસ્ત્ર મુકીને

ચાલ્યા જાવ. મારા બહાદુર સહાયકો આ સુરેન્દ્રસીંહને બંધીવાન બનાવી કાળ કોટડીને હવાલે કરો.'

અતીતાનંદ સ્વામીના આટલા બધા અનુયાયીઓને જોઇને મહારાજા સુરેન્દ્રસીંહના સૈનીકોના ગાત્રો શિથિલ થઇ ગયાં. મહારાજા સુરેન્દ્રસીંહના સૈનિકો પોતપોતાના પ્રાણુ બચાવવાને નાશી ગયા. મહારાજા સુરેન્દ્રસીંહના વફાદાર સાથીઓ મહારાજા સુરેન્દ્રસીંહના જીવને બચાવવા તેમનો પ્રાણુ અર્પવાને તૈયાર થઇ ગયા.

મહારાજા સુરેન્દ્રસીંહે એકજ પળમાં ચોમેર દ્રષ્ટિ ફેરવી દીધી સર્વત્ર દુશ્મનોનાજ મનુષ્યો જણુાવા લાગ્યા. પોતાના તો ગણ્યા ગાંઠયા માણુસોને પોતાના માટે જીવને જોખમે લડતા જોઇ મહારાજા સુરેન્દ્રસીંહ બોલી ઉઠયા, "મારા વફાદાર સેવકો વ્યર્થ તમારો પ્રાણુ ના ગુમાવો, તમોને તમારા સ્વામીના હીતાર્થે પ્રાણુની પરવા નથી પરંતુ મને તો તમારા પ્રાણુની અમુલ્ય કીંમત છે માટે મારા વફાદાર સૈનીકો જાવ મને અહીંજ રહેવા દઇ તમો સત્વરે રાજ્યમાં ચાલ્યા જાવ રાજ્યમાં જઇ આ ધર્મી ધુતારો મારી રાંકડી રૈયતને વ્યર્થ ન સંતાપે તે માટે પ્રયત્ન કરશો તો તમોએ તમારા મહારાજા માટેજ કર્યું છે તેમ હું સમજીશ.

સૈનીકોમાંના કોઇએ મહારાજાના આ શબ્દોને નહી ગણુકારતાં તેઓ સર્વ અતીતાનંદ સ્વામીના સૈનીકો પર તુટી પડયા. મહારાજા સુરેંદ્રસીંહે પણુ તેની નાગની ફેણુ જેવી લાંબી તલવાર શત્રુઓના લોહીથી રંગવા ખેંચી કાઢી. પરસ્પર યુદ્ધ જામ્યું, પરંતુ તે એક ક્ષણુ માત્રમાંજ સંપુણુ થઇ ગયું. સર્વની સાથે મહારાજા સુરેંદ્રસીંહ પણુ અતીતાનંદ સ્વામીના અનુયાયીઓના હાથમાં બંદીવાન બન્યા અને જેઓ બચ્યા તે પોતાનો પ્રાણુ બચાવવાને નાસી છૂટયા.

બળવાન મનુષ્યોનો ધર્મ ગરીબોને સતાવવાનો નથી માટે સુરેન્દ્રસીંહના સર્વ સૈનીકોને હથીઆર મુકાવી બહાર કાઢી મૂકો. આવી અતીતાનંદની આજ્ઞાથી સર્વના હથીઆરો લઇને છોડી મુકવામાં આવ્યા, ફકત મહારાજા સુરેન્દ્રસીંહનેજ બંદીવાન બનાવવામાં આવ્યા.

મઠની અંદર આ પ્રમાણે બનાવ બન્યો હતો. સર્વ સૈનીકો અને અનુયાયીઓ અતીતાનંદ સ્વામીની આજ્ઞાની રાહ જોતાં ઉભા હતા તેવામાં એક સૈનીક અતીતાનંદ પાસે આવી પહોંચ્યો અને નમન કરીને બોલી ઉઠયો "બહારનાં સર્વ કોઇને કેદ કરવામાં આવ્યા છે આપની શું આજ્ઞા છે ?"

તેઓને મુક્ત કરી ગામમાં ચાલ્યા જવાનું કહો અને તેની સાથે એટલું પણ જણાવી દેજો કે જો આ બાબતની કોઇને ખબર પડી છે તો તેઓના પ્રાણ લેવામાં આવશે. સુરેન્દ્રસીંહને કાળ કોટડીને સ્વાધીન કરો અને લાવણ્યસીંહને શોધી કાઢવા બનતો પ્રયત્ન કરો. હવે હું સત્વરે આ બાબતનો નીકાલ કરવાની ઇચ્છા ધરાવું છું આમ કહીને અતીતાનંદ સ્વામી ચાલ્યા ગયા.

મહારાજા સુરેન્દ્રસીંહને લઇ ચાર પાંચ માણસો કાળ કોટડી તરફ જવા લાગ્યા અને અતીતાનંદના અન્ય અનુયાયીઓ ટેલટપ્પા મારતા આનંદ વિનોદ કરતાં સર્વે પોતપોતાના સ્થળે ચાલ્યા ગયા.

આ બાજુ સ્વામી અતીતાનંદ સાથે મહારાજા સુરેન્દ્રસીંહની સાથે થયેલી લડાઇમાંથી મહારાજા સુરેન્દ્રસીંહના જે સૈનિકો પોતાના પ્રાણ બચાવવા નાસી છુટયા હતા તેઓ ચાલ્યા જતા હતા. તેઓની સમીપ યોગિની અને તેના અનુયાયીઓ આવી પહોંચ્યા અને યોગિની

આગળ આવીને તેમના પ્રત્યે બોલી ઉઠી "તમે ક્યાં ગયા હતા અને ક્યાં જાવ છો ?

અંધારી રાત્રી હતી. માણસોનું ટોળું મોટું હતું. છતાં પણ પ્રકાશને માટે એકજ મશાલ હતી. ચોતરફ ઘનઘોર જંગલ હતું. સર્વના શસ્ત્રો સ્વામી અતીતાનંદે ખુંચવી લીધા હતા. સર્વે નીઃશસ્ત્ર ચાલ્યા જતા હતા. આવી સ્થિતિમાં યોગીનીનો આ પ્રમાણે આવીર્ભાવ જોઇને સર્વ કોઇ ડરી ગયા. કાંઇપણ ઉતર નહીં આપતા સર્વ કોઇ યોગિની તરફ એકીટસે જોઇ રહ્યા.

"કેમ ઉતર આપતા નથી ? મારાથી ડરવાની કાંઇ જરૂર નથી માટે જયાંથી આવ્યા હો તે સત્ય કહી દો ?" યોગિનીએ ફરીથી ગંભીર સ્વરે પ્રશ્ન કર્યો.

'માતાજી ! આજે તો અમો મરણના મુખમાંથી બચીને આવ્યા છીએ. જો પરમાત્માની અમારા પર અકૃપા થઇ હોત તો અમારૂં જીવન સહીસલામત ન હતું. આજે અમો પુરેપુરા ફસાઇ ગયા' ટોળામાંથી એક મનુષ્યે આગળ આવીને યોગિની પ્રત્યે કહ્યું કેઃ—

'ફસાઇ ગયા હતા ? કયાં ? અને કોના હાથે ? યોગીનીએ પૂછ્યું.

'માતાજી ! આજે અમો મહારાજા સુરેન્દ્રસીંહ સાથે અતીતાનંદ સ્વામીના મઠમાં યુવરાજ લાવણ્યસીંહ ત્યાં કેદમાં છે તેવા સમાચાર સાંભળી યુવરાજને છોડાવવા ગયા હતા. પરંતુ ત્યાં કમભાગ્યે કોઇ દગાબાજના દગાથી અમો સર્વે મહારાજા સુરેન્દ્રસીંહની સાથે અતીતાનંદ સ્વામીના બંદીવાન બન્યા. પરંતુ અતીતાનંદ સ્વામીએ અમારા પર દયા કરી શસ્ત્ર ઝુંટવીને અમને છોડી મુકયા છે.' એક મનુષ્ય બોલી ઉઠયો.

'અને મહારાજા સુરેન્દ્રસીંહ કયાં ?' યોગિનીએ પૂછયું.

'તેઓને અતીતાનંદ સ્વામીના હુકમથી સ્વામીજીના માણુસોએ બંદીવાન બનાવ્યા છે.

આ શબ્દો સાંભળતાંજ યોગિની શોકરૂપી સમુદ્રમાં ડુબી ગઇ. 'ઠીક તમો જાવ આ બાબતની કોઇને ખબર નહીં આપતા નહીંતર તે વિષયલંપટ નરપિશાચ અતીતાનંદ તમો નિર્દોષના પ્રાણુ લેશે.' આમ કહી યોગિની શીઘ્ર ગતિથી ત્યાંથી તેના સૈનિકો સાથે ચાલી ગઇ. પેલા સર્વ મનુષ્યો પોતાના કર્મ પર પશ્ચાતાપ કરતા પોતાના ઘર તરફ ચાલ્યા ગયા.



# પ્રકરણુ ૨૩ મું.



## લાવણ્યસીંહ સપડાયો.

મેઘરાજા જરાપણુ વિશ્રાંતી લીધા સિવાય વરસ્યો જતો હતો. થોડાજ સમયમાં વરસાદ બંધ થઇ ગયો. આકાશ નિર્મળ બની ગયું. ભગવાન શીતરશ્મિ પોતાની સંપૂર્ણ કળાઓથી પહાડ, જંગલ મેદાન નંગર વીગેરે સ્થળે પૂર્ણ રીતે પ્રકાશી રહ્યા છે. જગતજનની ભાગિરથીના ઉન્મત તરંગો ઉછાળા મારી રહ્યા છે. વર્ષાના દિવસ હોવાથી ભાગિરથીની પડતી, નીકળતી, વહેતી ધવલ ધારાઓ બહુજ પ્રબળ દ્રષ્ટિગોચર થાય છે. જો કે રાત્રિના સમયે નદીમાં વહાણુ લઇ જવું ઘણુંજ કઠીન કાર્ય છે છતાં પણુ એક વહાણુ ત્વરીત ગતિએ સરી-

તાના જળમાં માર્ગ કાપી રહેલું આપણી નજરે પડે છે. વહાણમાં બેઠેલ પ્રત્યેક વ્યક્તિએ ભગવા વસ્ત્ર શરીરપર ધારણ કરેલાં છે અને એ સર્વની પાસે ચીપીઆ અને તલવાર આ આયુધમાં હોય તેમ જણાય છે. તેમની વચમાં ત્રણ સ્ત્રિઓ પણ ભગવી કંથા ધારણ કરી હાથમાં ત્રિશુળ પકડીને બેઠેલી જણાય છે.

વહાણ તીવ્ર વેગે ચાલ્યું જાય છે, અને તેથી અનુમાન પણ કરી શકાય કે વહાણમાં બેઠેલા મનુષ્યોને કોઇ જરૂરી કાર્ય હોવુંજ જોઇએ. વહાણ આવી રીતે ચાલ્યું જતું હતું તેવામાં વહાણમાં બેઠેલા મંડળમાંથી એક સ્ત્રિ ઉભી થઇ અને સર્વત્ર નજર ફેરવી કાંઇ જોવા લાગી. ઘણાજ લક્ષપૂર્વક જોયા પછી કોઇપણ દીશામાં કાંઇ જણાયું નહિ, હવે તે સ્ત્રિને સ્પષ્ટ ઓળખી શકાય તેમ છે અને તે આપણી પૂર્વ પરિચિતા યોગિની હોય તેમ જણાય છે.

'રમણ! રમણ! વહાણમાં બેઠેલો રમણ યોગિનીની પાસે યોગિનીએ બોલાવ્યાથી આવી પહોંચ્યો. રમણ યોગિનીની નજીક આવી પહોંચ્યો કે તરતજ યોગિની બોલી ઉઠી, "સર્વત્ર નજર ફેંકયા છતાં વહાણ કયાંઇ જણાતું નથી. શું અતીતાનંદ મઠ છોડીને નાસી ગયો છે તે વાત સત્ય છે? જો તે સત્ય હોય તો આપણે હવે શું ઉપાય યોજવો જોઇએ?"

મને એવી ભરૂસાદાર ખબર મળી હતી અને તે પાકે પાયે હતી કે અતીતાનંદ સ્વામી આજે મઠ છોડીને મહારાજા સુરેન્દ્રસીંહ, હંસા, રમા વીગેરેને લઇને વહાણમાં બેસી કયાંઇ નાસી જવાનો છે. અરે! તે બાતમી આપનારે તો એમ પણ કહ્યું હતું કે, મઠમાંથી તેઓ નીકળી પણ ચુકયા છે. આ સમાચાર સાંભળતાજ હું આપની

પાસે દોડી આવ્યો અને તમોને સર્વ હકીકતથી માહીતગાર કર્યો, રમણે સર્વ બીનાથી યોગિનીને વાકેફ કરી.

આટલી બધી ઉતાવળ કરવા છતાં પણ જ્યારે તેઓનો પત્તો ન મળ્યો ત્યારે હવે કરવું શું? ઠીક! પરંતુ તને આ સમાચાર કોણે આપ્યા હતા? યોગિનીએ પૂછ્યું.

'વીરબાહુના વિશ્વાસુ સેવક સોમેશ્વરને તો તમો ઓળખતાજ હશો?' રમણે પ્રશ્ન કર્યો.

હા, હા, હું તેને બરાબર ઓળખું છું. તે જુઠા સમાચાર જણાવે તેવો માણસ નથી. વહાણને કીનારે બાંધી મારી બે સહચરીઓને મારી પાસે મોકલો યોગિનીએ કહ્યું.

થોડા સમયમાં વહાણને કીનારા પર બાંધી દીધું અને યોગિનીની સહચારીઓ અલ્પ સમયમાં યોગિની પાસે આવી પહોંચી.

જુઓ બ્હેનો આજે મહા વીકટ કાર્ય આવી પડ્યું છે. હજુ પણ આપણે અતીતાનંદ સ્વામીને શોધી કાઢવા ઘણુંજ કષ્ટ વેઠવું પડશે, તમારો શું મત છે? યોગિનીએ પ્રશ્ન કર્યો.

"અમારો ગમે તે વિચાર હો પરંતુ આપ અમને જે આજ્ઞા કરો તે ઉઠાવવાને અમો બંને તૈયાર છીએ. અગ્નિમાં કુદવું પડે, શત્રુઓ સાથે યુદ્ધ કરવું પડે, અતીતાનંદ સ્વામીની કોપાગ્નિમાં અમારા શરીરની આહુતી આપવી પડે, તો પણ અમે જે કાંઇ વિપત્તી આવી પડે તે સર્વ સહન કરવાને તૈયાર છીએ. અમોને જે આજ્ઞા કરવી હોય તે સત્વરે જણાવો?" બંને યોગિનીની સહચરીઓ એકી સાથે બોલી ઉઠી.

તે દિવસના સમાચાર તો તમે જાણો છો. જે દીવસે મહારાજા

સુરેન્દ્રસીંહને કેદ કરવામાં આવ્યા હતા. હવે આગળ સાંભળી લ્યો. નાસી છુટેલા મનુષ્યોને તે બીના જાહેર ન કરવાની આપણે મના કરી હતી. છતાં પણ તે પ્રકટ થઇ ગઇ છે. એજ કારણથી અતીતાનંદ સ્વામી મઠ છોડીને મહારાજા સુરેન્દ્રસીંહ અને રમાને લઇને કયાંય ચાલ્યા ગયા છે તેનો પત્તોજ નથી મળતો. પરંતુ એવી ખબર મળી છે કે તેઓ વહાણમાં બેસીને કયાંય નાસી ગયા છે. તેની શોધમાંજ આપણે આવ્યા હતા. પરંતુ અજવાળી રાત્રિ હોવાથી તેઓએ વહાણમાં બેસીને નાસી જવાનું માંડી વાળ્યું હશે. અને કયાંક જંગલમાં ચાલ્યા ગયા હશે. ગમે તે રીતે તેઓની તપાસ કરી તેમને આપણે પકડી પાડવા જોઇએ આ વખતે સર્વેએ જુદા જુદા અન્ય દિશામાં તપાસ માટે જવું પડશે. બોલો તમો તપાસાર્થે એકલા જઇ શકશો ? યોગિનીએ પ્રશ્ન પુછયો.

અમે તો શરૂઆતથીજ તમોને જણાવી દીધું છે કે તમે જ્યાં જવાની આજ્ઞા કરો ત્યાં જવાને અમે તૈયાર છીએ માટે અમોને પુછવાની શું જરૂર છે બંને એકી સાથે બોલી ઉઠયા.

'બહુ સારૂ ત્યારે તું પશ્ચિમમાં અને તું પૂર્વમાં ચાલી જા. તમારા બંનેના રક્ષણ માટે બબે સાધુઓને નીયત કરવાંમાં આવ્યા છે' યોગિનીએ જણાવ્યું.

'કોઇ અમારી સાથે આવનાર હોય કે ન હોય તે અમો તો તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છીએ' યોગિનીની બંને સહચરીઓ એકી સાથે બોલી ઉઠી.

આમ કહી યોગિનીની આજ્ઞા લઇ બંને યોગિનીઓએ ચાલવા માંડયું પરંતુ બંનેના મનમાં એકાએક કાંઇ વિચાર સ્ફુરી આવવાથી

તેઓ પાછી આવી અને યોગિની પ્રત્યે બંને એકી સાથે બોલી ઉઠી કે 'માતા ! અમારો તો આવો મત છે કે અતીતાનંદ સ્વામી કયાંઇ નાશી ગયેલ નથી. પરંતુ આપણને ઠગવા માટે તેણે આ એક નવીન જાતનો પ્રપંચ રચ્યો હશે. કદાચ એની એવી મતલબ હોય કે આનાથી આપણે શું કરવા ધારીએ છીએ તે જાણી શકાય અને તેથીજ તેણે જો આમ કર્યું હોય તો આપણે તેની પ્રપંચ જાળમાં ફસાઇ નહીં જતાં અમારો અંતરાત્મા કહે છે તે પ્રમાણે આપણે હજુ એક વખત સ્વામી અતીતાનંદના મઠમાં તપાસ કરવી. માતાજી? તમોજ કહેતાં હતા કે તે મઠમાં કેટલાક એવાએ સ્થાન છે કે જયાં વર્ષોના વર્ષો સુધી માણસ છુપાઈ રહે છતાં પત્તોજ ન લાગે માટે જો તમો આજ્ઞા કરો તો અમે બંને સ્વામી અતીતાનંદના મઠ તરફ રવાના થઇ જઇએ.' યોગિનીની સહચરીઓ બોલી ઉઠી.

'તમારી પણ વાત વિચારવા જેવી છે. ચાલો હું પણ તમારી સાથેજ આવું છું.' એમ કહી યોગિનીએ દરેકને યથાયોગ્ય કાર્ય સમજાવી દીધું અને પોતાની બંને સહચરીઓ લઇને અતી-તાનંદના મઠ તરફ રવાના થઇ ગઇ.

વાંચક! હવે આ લોકને તે બાજુ જવા દઇ તમો જરા તસ્દી લઇને મારી સાથે ચાલો, નજર કરો કે મઠથી થોડે દૂર પશ્ચિમ દીશા તરફ આવેલા એક જુના મકાનમાં લાવણ્યસીંહ એકલો બેઠો બેઠો કોઇના આવવાની રાહ જોયા કરે છે કોઇ કોઇ વખત આમ તેમ આંટા મારે છે તો કોઇ કોઇ વખત ઘનઘોર ચીંતામાં નિમગ્ન થઇને પોતાની મેળે કંઇ બબડે છે તે એકાએક બોલી ઉઠયો 'સંધ્યા તો કયારનીયે વ્યતિત થઇ ગઇ છે. બાર વાગ્યાનો સમય

થવા આવ્યો છતાં પણ મને બચાવનાર વ્યકિતનો કાંઇ પત્તો જણાતો નથી. કોણ જાણે કાંઇ આફત આવી પડી કે કોઇ કાર્યમાં ફસાઇ ગયેલ હશે. હવે મારે શું કરવું ? શું તેની સુચના અનુસાર મારે આ મકાનનો ત્યાગ કરીને નાસી છૂટવું જોઇએ, નહીં, નહીં, હજુ થોડો સમય તો તેની રાહ જોવીજ જોઇએ. સંભવ છે કે કોઇ કાર્યમાં ફસાઇ જવાથી વખતસર આવી શકયા નહીં હોય. તો પણ મારે હજુ થોડો સમય વધારે તેમની રાહ જોવી જોઇએ' આવી રીતે લાવણ્ય-સીંહ વિચાર કરી રહ્યો હતો તેવામાં તેની વિચાર નિંદ્રામાં એકાએક ખલેલ પડી તરતજ કોઇના પગરવે તેને ચમકાવ્યો. તેથી તે ધ્યાન દઇને જે બાજુથી અવાજ આવતો હતો તે તરફ જોઇ રહ્યો. તેવામાં એકાએક એક ભયંકર આકૃતિનો મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો અને લાવણ્યસીંહને જોતાંજ બોલી ઉઠયો, 'તું અહીં શા માટે આવ્યો છે ? તું કોણ છે ? તારૂં નામ શું ?

'મારૂં નામ રણવીર ! હું વીર બાહુનો સાથી છું' લાવણ્યસીંહ બોલ્યો.

'એ કોણ છે વળી વીર બાહુ અને કયો છે રણવીર તારૂં આ સ્થળે આવવાનું શું પ્રયોજન છે ?' તે આવનાર વ્યકિત બોલી ઉઠી.

'હું વીરબાહુની આજ્ઞાથી અહીં આવ્યો છું પણ તું કોણ છે અને અહીં શા માટે આવ્યો છે ?' લાવણ્યસીંહે પુછ્યું.

'હું કોણ છું ? હું આ જંગલનો રાજા છું' બહાદુર ! જરા દીવો લાવ જોઇએ ?' આવનારે કહ્યું.

એવામાં તરતજ એક મનુષ્ય દીવો લઇને ઉપરથી નીચે ઉતર્યો એ વખતે લાવણ્યસીંહ પકડાઇ જવાના ભયથી થરથર કંપી રહ્યો

હતો પરંતુ નાશી જવાનો એક પણ માર્ગ નહીં હોવાથી લાવણ્યસીંહે તેની તલવારપર હાથ નાંખ્યો અને લડવાને તૈયાર થઇ ગયો.

એટલામાં બહાદર પણ બત્તી લઇને ત્યાં આવી પહોંચ્યો અને લાવણ્યસીંહને જોતાંજ તે બોલી ઉઠયો 'આ તો મહારાજા સુરેન્દ્ર-સીંહનો યુવરાજ લાવણ્યસીંહ ! તેને સત્વરે પકડવો જોઇએ. એનાં નાસી જવાથી સ્વામીજી અમારા પર ધીક્કાર અને ફીટકારનો વરસાદ વરસાવતા હતા.' આમ કહીને તે લાવણ્યસીંહ તરફ ધસ્યો. આ જોઇ પેલો માણસ પણ આગળ ધસી આવ્યો.

લાવણ્યસીંહ તો પહેલેથીજ તલવાર કાઢીને લડવાને તૈયાર થઇ ગયો હતો. જે વખતે પેલા બે માણસો એકી સાથે આગળ વધ્યા તેજ વખતે તેણે એક જોરથી ઘા કર્યો અને બહાદરે માથું ધડથી અલગ કરી નાખ્યું. પરંતુ બીજા માણસને તે સહેલાઇથી જીતી શકયો નહીં. લગભગ કલાક સુધી લડાઇ ચાલ્યા કરી પરંતુ કોઇની હારજીત થઇજ નહીં. લાવણ્યસીંહ આ વખતે થાકી ગયો હતો. તેના ગાત્રો શિથિલ થઇ ગયા હતા અને શારિરીક શકિત ધીમે ધીમે ઓછી થવા માંડી હતી. તે મન સાથે પરમાત્માનું સ્મરણ કરતાં હિંમતથી લડયેજ જતો હતો. તેજ સમયે આવનાર વ્યક્તિ ચીડાઇને બોલી ઉઠી 'બસ આ છેલ્લોજ ઘા છે, સંભાળજે એમ કહેતાંજ તેણે લાવણ્યસીંહપર જોરથી તલવારનો ઘા કર્યો પરંતુ લાવ-ણ્યસીંહે ઘણીજ ચાલાકીથી તેની જાતને બચાવી લીધી અને ઘુમતાં ઘુમતાં એક એવો ચાલાકીથી ફટકો લગાવી દીધો કે પેલા આવના-રની ગરદન એકજ ફટકે ઉડી ગઇ. આજ સમયે શાબાશ ! શાબાશ! ના આનંદે દગાર કાઢતાં કાઢતાં એક વ્યક્તિએ આવીને લાવણ્યસીંહને

સ્નેહથી બાથમાં ઘાલી દીધો. જો કે લાવણ્યસીંહે તેના બેઉ શત્રુઓપર વિજય મેળવ્યો હતો પરંતુ તેની દશા આ વખતે ખરાબ થઇ રહી હતી. એને એક પળ પણ ઉભા રહેવું બહુજ મુશ્કેલ જણાતું હતું જો આ અણીના સમયે પેલી વ્યક્તિ ન આવી પહોંચી હોત તો અને તેને ન પકડી લીધો હોત તો તે અવશ્ય પૃથ્વિ પર પડી જાત.

લાવણ્યસીંહની મદદે આવનાર વ્યક્તિ લાવણ્યસીંહના માથા પર હાથ ફેરવતી બોલી ઉઠી 'લાવણ્યસીંહ તારી શું સ્થીતિ થઇ રહી છે? આ લોકો તારી પાસે કયાંથી આવી પહોંચ્યા?'

'હું અત્યાર સુધી તમારા આગમનની રાહ જોતો બેઠો હતો તમારા આગમનમાં વિલંબ થવાનું શું કારણ હશે તે બાબત વિચાર કરતો હતો એટલામાં આ લોકો આવી મને સતાવવા લાગ્યા તેથી મારે લાચાર બની મારી રક્ષાની ખાતર શસ્ત્ર ઉઠાવવાનીજ જરૂર પડી જેનું પરિણામ તો આપની નજર આગળજ છે. એ તો બધુ ઠીક પરંતુ મારા પિતાશ્રીની શું સ્થીતિ છે તે જણાવશો?' લાવણ્યસીંહે પુછયું.

'તેમને પણ કેદ કરવામાં આવ્યા છે તે દિવસ મને જવાં જરા વિલંબ થયો તેનુંજ એ પરિણામ છે. બસ એજ કારણથી અતીતાનંદના માણસો તેને છેતરીને મઠમાં લઇ ગયા અને તે પકડાઇ ગયા' લાવણ્યસીંહને મદદ આપનાર વ્યક્તિ બોલી ઉઠી.

ત્યારે હવે શું થશે? અતીતાનંદ સ્વામી અવશ્ય તેમના પ્રાણ લેશે. કારણ કે તે સાધુડો, ધર્મી ધુતારો અમારો ભોગ લઇ રાજરાજેશ્વર થવા ઇચ્છે છે' લાવણ્યસીંહ આમ કહીને આક્રંદ કરવા લાગ્યો. તેને આ વ્યક્તિ ઘણુંએ સમજાવવા લાગી ત્યારે થોડીવાર પછી શાંત થયો અને બોલ્યો કે ત્યારે હવે કરવું શું?'

'લાવણ્યસીંહ! તું શા માટે ગભરાય છે. જે થશે તે ઠીક થશે. પરમાત્મા જે કરે છે તે સદા સારાને માટેજ. માટે જરા હિંમતને ધારણ કર કારણ કે નાહિંમત થવાથી કર્યું કારવ્યું વ્યર્થ જશે' કેમકે

વિપદ ધૈર્ય યથાભ્યુદયે ક્ષમા।

'વિપત્તિમાં ધૈર્ય ધારણ કરવું તેજ ઉત્તમ છે. ખાસ કરીને વિપત્તિમાં ધૈર્ય તેજ સહાયક, ધૈર્ય એજ રક્ષક બને છે માટે તું ધૈર્ય ધારણ કર. લાવણ્યસીંહની મદદે આવનાર વ્યક્તિ બોલી ઉઠી.

'હવે તો ધૈર્ય ધારણ કરવામાંજ સાર છે. પરંતુ મારા પિતાને છોડાવવા માટે તમોએ શું ઉપાય યોજ્યો છે?' લાવણ્યસીંહે પુછ્યું.

'અમોને એવી ખબર મલી છે કે અતીતાનંદ સ્વામી મઠ છોડીને તારા પિતાને લઇને ક્યાંય ચાલ્યા ગયા છે. તેથી તેની શોધમાં માણસો પણ મોકલ્યા છે. આશા છે કે તેનો પત્તો જલ્દીથી મળી જશે. તે બંને જણા આવી રીતે વાતચીત કરતા હતા તેવામાં એક મનુષ્ય દોડતો દોડતો આવીને બોલી ઉઠ્યો 'નાસો, નાસો, તમારાથી નસાય તેમ નાસો, તમારો જીવ બચાવો. અતીતાનંદ સ્વામી તેના અનુયાયીઓ સાથે થોડા સમયમાં અહીં આવી પહોંચશે.' આટલું બોલતાંજ ઉપલી ખબર આપનાર માણસ એકદમ ત્યાંથી જીવ લઇને નાસવા લાગ્યો અને જોત જોતામાં દ્રષ્ટિ મર્યાદાની બહાર ક્યાંઇ ચાલ્યો ગયો. લાવણ્યસીંહની મદદે આવનાર વ્યક્તિ પણ લાવણ્યસીંહને નાસી જવાનું કહી ત્યાંથી ક્યાંઇ ચાલી ગઇ.

એકાએક આફતના સમાચાર સાંભળી લાવણ્યસીંહ બહાવરો બની ગયો અને મુઢની માફક નાસી જવાની કાંઇ પણ ચેષ્ટા કર્યા સિવાય ત્યાંજ બેસી રહ્યો તે નાસી પણ ન જઇ શક્યો કે હવે શું

કરવું તે વિચારી પણ શકયો નહીં. તેવામાં એકાએક અતીતાનંદ સ્વામી પણ તેના અનુયાયીઓ, સુરેન્દ્રસીંહ, હંસા વીગેરેની સાથે ત્યાં આવી પહોંચ્યા.

આ સમયે સુરેન્દ્રસીંહની દશા વિચિત્ર થઇ હતી. હાથમાં હાથકડી હતી. પગમાં ચાલી શકાય તેવી ઢીલી બેડી નાંખવામાં આવી હતી અને બંને બાવડા દોરીથી મજબુત રીતે બાંધીને બે માણસોએ તે દોરીને પકડી હતી. હંસા અને રમાને અતીતાનંદ સ્વામીના સાત આઠ મનુષ્યો ચોતરફથી ઘેરીને ચાલતા હતા.

પોતાના પિતાની આવી દશા જોઇ લાવણ્યસીંહને અસહ્ય ક્રોધ ચડી આવ્યો. તે ભુખ્યા વાઘની માફક છલંગ મારતો એકાએક જે બે માણસોએ સુરેન્દ્રસીંહને પકડી રાખ્યો હતો તેના પર તુટી પડયો અને જોતજોતામાં તે બેઉ જણાને યમપુરીના મહેમાન બનાવી દીધા અને એકાએક તેના પિતાના પગમાંની બેડી તોડી અને તેના પિતાને છુટો કર્યો. અતીતાનંદ સ્વામી લાવણ્યસીંહનું આવું પરાક્રમ જોઇને દીંગમુઢ. બની ગયા લાવણ્યસીંહ જેવી રીતે કાગડાઓના જુથમાં પશુ શ્રેષ્ઠ ગરૂડ નિર્ભયતાથી વિહાર કરે યા તો પ્રચંડ કાયાધારી મદ ઝરતા હાથીઓના ઝુંડમાં જેવી રીતે સીંહ નિર્ભય રીતે ફરે તેવીજ રીતે ક્રોધથી રાતોપીળો થઇને લાવણ્યસીંહ ઘુમી રહ્યો હતો.

પિતૃ પ્રેમ અને ક્રોધને લીધે તે આત્મભાન ભુલી ગયો હતો. તે આનું પરીણામ શું આવશે તે જાણતો ન હતો. તેણે જે વખતે કુદીને મહારાજા સુરેન્દ્રસીંહને બંધન મુકત કર્યા કે તરતજ સ્વામી અતીતાનંદે તેના અનુયાયીઓને હાક મારીને ઉત્તેજીત કર્યા તેથી

તેઓ સર્વ લાવણ્યસીંહ ઉપર તીડના ટોળાંની માફક તૂટી પડયા પરંતુ લાવણ્યસીંહનું આ બાબત તરફ બીલકુલ ધ્યાન ન હતું. તેની તલવાર વીજળીની માફક ચમકી રહી હતી. લાવણ્યસીંહે જોતજોતામાં બે ચાર માણુસોને નર્કકુંડનો રસ્તો બતાવી દીધો. આ બાજુ છુટો થવાથી માહારાજા સુરેન્દ્રસીંહ પણ ઝપાટાબંધ એક અતીતાનંદના મૃત્યુ પામેલા અનુયાયીની તલવાર લઇને તે ચલાવી રહ્યા હતા અને ઉભો ઉભો ચોતરફના ઘા ઝીલી રહ્યો હતો. એવામાં તેનાપર પાછળથી ફટકો પડવાથી તે ભુમી પર ગબડી પડયો તો પણ લાવણ્યસીંહ અતીતાનંદ સ્વામીના મનુષ્યો સાથે હિંમત નહીં હારતા લડયોજ જતો હતો. તેની તલવારે કેટલાયે શત્રુઓના લોહીમાં સ્નાન કર્યું હતું. હજુ પણ શત્રુઓના રક્તનું પાન કરવાને તેની તલવાર તૃષાતુર હોય તેમ જણાતું હતું. આવી રીતે લાવણ્ય-સીંહની દ્રષ્ટિ એકાએક અતીતાનંદ સ્વામી પાસે ઉભેલ હંસા અને રમા તરફ ગઇ. તેથી લાવણ્યસીંહ અતીતાનંદ સ્વામીનું મસ્તક એકજ તલવારના ફટકાથી દૂર કરવાનો વિચાર કરીને આગળ વધ્યો. પરંતુ તેવામાં એકાએક કોઇએ પાછળથી આવીને લાવણ્યસીંહ પર ઘા કર્યો. આ ઘાની ચોટ લાગવાથી લાવણ્યસીંહ ચક્કર ખાઇને ભુમી પર પડયો તેને પડતાં જોઇ મહારાજા સુરેન્દ્રસીંહ, હંસા અને રમા કકળી ઉઠયાં. પરંતુ લાવણ્યસીંહે સાવચેત થઇને તેઓને કહ્યું કે 'ગભરાવ નહીં. હું તે દુરાચારી વિષયલંપટ ધર્મોધુતારાને માર્યા સિવાય મરવાનો નથી.'

લાવણ્યસીંહના આ શબ્દોથી સર્વને કાંઇક હિંમત આવી. આ બાજુએ લાવણ્યસીંહને પડતો જોઇ અતીતાનંદ સ્વામીના માણસો તેનાપર તુટી પડયા અને એક પળમાં બંદીવાન બનાવ્યો.

'આજેજ આ દુષ્ટનો નાશ થવો જોઇએ હવે વખત ગુમાવવાની કાંઇ જરૂર નથી. અત્યારેને આ પળેજ જલ્લાદોને બોલાવી લાવો. લાવણ્યસીંહ અને સુરેન્દ્રસીંહને સત્વરે જલ્લાદોને સ્વાધીન કરો અને હંસા અને રમાને એક કોટડીમાં પુરી દો' અતીતાનંદ સ્વામીએ તેના અનુયાયીઓ પ્રત્યે હુકમ કર્યો.

હજુ જ્યાં છેલ્લા શબ્દો અતાતાનંદ સ્વામી પુરા બોલી રહ્યા નથી ત્યાં તો 'નહી એમ થવાને હજુ ઘણીજવાર છે. અતીતાનંદ તું કોઇપણ પ્રકારે આ લોકોના પ્રાણ લઇ શકે તેમ નથી' આમ બોલતી એકાએક આપણી પરિચિતા યોગિની બીજા ચાર પાંચ સાધુ વેશ ધારી તેના અનુયાયી સાથે આવી પહોંચી.



# પ્રકરણ ૨૪ મું.



## અતીતાનંદની પાછળ.

જે સમયે યોગિની પોતાની સહાયિકાઓની સાથે અતીતાનંદ સ્વામીની શોધમાં નીકળી હતી તે વખતે વાદળીઓ જળ ભરીને આકાશમાં પર્યટન કરી રહી હતી. અંધારૂં ધીરે ધીરે ઘેરાતું ઘેરાતું આગળ વધ્યેજ જતું હતું. જંગલમાં ભયંકર જંગલી જાનવરોના ભયાનક શબ્દથી વનપ્રદેશ ગાજી રહ્યા હતો, તો પણ યોગિની તેના કાર્યમાં દ્દઢ હતી. એના મનમાં કોઇપણ પ્રકારની ચિન્તાએ વાસ કર્યો ન હતો. તે તો તેની સહાયિકાઓની સાથે અતી વેગથી અતીતાનંદ સ્વામીના મઠ તરફ ચાલી જતી હતી.

અતીતાનંદ સ્વામીનો મઠ થોડેક દૂર હશે એટલામાં એક યોગિની બોલી ઉઠી 'માતાજી; જુઓ પેલી બાજુ કોઇ મનુષ્યો ચાલ્યા જતાં હોય તેવું જણાય છે. શું આપણે તે બાજુજ જવાનું છે ?'

યોગિનીએ ઘણીજ બારીકાઇથી નજર કરી અને તરતજ તે પોતાની સહાયિકાઓ સાથે તે તરફ રવાના થઇ ગઇ અને તે માણુસોની પાસે થોડા સમયમાં જઇ પહોંચી અને એક કુંજમાં છુપાઇને તેઓ જે મસલત કરતા હતા તે સાંભળવા લાગી. યોગિની તેઓની વાતચીત બરાબર સાંભળી શકી નહી તો પણ એટલું તો અવશ્ય જાણી શકી કે, અતીતાનંદ સ્વામી હંસા અને રમાને લઇ કોઇ ગુપ્ત સ્થળ તરફ ચાલ્યા જાય છે અને તેઓની સાથે હાથ પગમાં બેડીથી જકડાએલ મહારાજા સુરેંદ્રસીંહ પણ છે.

યોગિની આ વાતચીત જાણુતાંજ ચીંતામાં મગ્ન થઇ ગઇ હવે તેઓને શી રીતે બચાવવા તેનો વિચાર કરવા લાગી. વિચારની પરંપરામાં અથડાયા પછી તે તેની સહાયિકાઓ પ્રત્યે બોલી ઉઠી, 'હવે આપણે તેઓને બચાવવા શું કરી શકીએ ? મારી પાસે અત્યારે કોઇ પણ શસ્ત્રધારી અનુચર પણ નથી કેવી રીતે આ લોકોનો ઉદ્ધાર કરવો તે હું સમજી શકતી નથી' યોગિની જ્યારે આ શબ્દો બોલતી હતી ત્યારે તેનું હૃદય ચિંતાની લહરીઓમાં હીલોળા મારતું હતું.

'આપણા સાથી શસ્ત્રધારી સૈઇનીકોને કયાં મોકલ્યા છે ?' એક સહાયિકાએ પ્રશ્ન કર્યો.

'તેઓને પણ આપણી માફક અતીતાનંદની શોધમાંજ જુદી જુદી તરફ રવાના કર્યા છે. તેમાંના કેટલાક અતીતાનંદના મઠ તરફ પણ ગયા છે.' યોગિનીએ સહાયિકાના પ્રશ્નનો જવાબ આપ્યો.

'ત્યારે તો તેઓને બોલાવી લાવવા જોઇએ મને આજ્ઞા આપો તો સત્વરે શોધી લાવું' સહાયિકા બોલી.

'તારાથી એ કામ થવું અશક્ય છે, માટે તું અહીંજ રહે ને આ લોકો શું કરે છે તેનાપર તપાસ રાખ. હું સત્વરે સૈન્નીકો સહીત અહીં આવી પહોંચું છું' આમ કહીને યોગિની ત્વરીત ગતિએ ત્યાંથી રવાના થઇ ગઇ. યોગિની ત્યાંથી દોડતી જંગલે જંગલ ભટકતી કયાંક દૂર નીકળી ગઇ અને થોડે દુર ગયા પછી એક ટેકરાપર ચડીને તે જોરથી સીટી વગાડવા લાગી. સીટીનો અવાજ થોડા સમયમાં ચારે દીશામાં પ્રસરી ગયો અને તરતજ થોડા સમયમાં શસ્ત્રધારી સાધુઓ તે સ્થાનપર આવી પહોંચ્યા કે જ્યાં યોગિની તેઓની ઉત્સુકતાથી રાહ જોતી ઉભી હતી.

'કહો, કહો માતાજી! અમોને આટલી બધી તાકીદે બોલાવવાનું શું કારણ? શું અતીતાનંદ સ્વામી અને તેના અનુયાયીઓનો પત્તો મલી ગયો?' સર્વ એકી સાથે યોગિની પાસે આવતાં બોલી ઉઠયા.

'હા, તેઓનો પત્તો મલી ગયો છે. તમારા સહચારીઓને સત્વરે બોલાવી લાવો સત્વરે ત્યાં જવાની જરૂર છે' યોગિનીએ કહ્યું.

'તમો આટલા માણસો તરત તે તરફ રવાના થઇ જાવ અને કયા સ્થળે આવવું તે મને જણાવો એટલે હું મારા અન્ય બાંધવો સાથે ત્યાં આવી પહોંચું છું' સશસ્ત્ર સાધુઓમાંથી એક બોલી ઉઠયો.

'તારૂં કહેવું પણ યોગ્ય. ચાલ તું અન્યને લઇને મઠની પાસે આવી પહોંચજે. હું તમારી રાહ જોતી ત્યાંજ ઉભી છું. આમ કહી યોગિની કેટલાક સાધુઓ સાથે ત્યાંથી રવાના થઇ ગઇ અને પેલો સાધુ પણ ત્યાંથી ચાલ્યો ગયો.

યોગિની અને તેની સાથેના સાધુઓ ઉતાવળથી આગળ વધ્યા જતા હતા તેઓ થોડેક દુર ગયા હશે તેવામાં સામેથી શ્વાસ પણ લીધા સિવાય એકાએક દોડતી આવતી અતીતાનંદની તપાસ માટે જે સાહયિકાને રાખવામાં આવી હતી તે યોગિનીને જોતાંજ બોલી ઉઠી 'અતીતાનંદ સ્વામી પેલા ખંડેરમાં છુપાયો છે. જ્યાં લાવણ્યસીંહ હોવાના સમાચાર આપણુને વીરબાહુએ આપ્યા હતા. અત્યારે શીઘ્રતાથી લાવણ્યસીંહને તે ખંડેરમાંથી નસાડવો જોઇએ.

'લાવણ્યસીંહની કોઇપણ જાતની ચિંતા કરવાનું કારણ નથી. કારણુ કે, વીરબાહુએ ત્યાં જઇને તેને કોઇ સુરક્ષીત સ્થળે રાખ્યો હશે. યોગિનીએ કહ્યું.

સર્વે મઠ તરફ રવાના થઇ ગયાં. તેઓથી થોડે દૂર અતીતાનંદસ્વામી તેના અનુયાયીઓ સહિત આગળ ચાલ્યો જતો હતો પણ યોગિની તેના સાથીઓની રાહ જોતી મઠ પાસેજ ઉભી રહી.

થોડાજ સમયમાં તેના અનુયાયીઓ ત્યાં આવી પહોંચ્યા અને યોગિની ઘણીજ ઝડપે અતીતાનંદ સ્વામી અને તેના સૈનીકો જે દીશામાં ગયા હતા તે તરફ ચાલવા લાગી.

જો કે યોગિની ત્વરાથી અતીતાનંદ સ્વામી અને તેના અનુયાયી ગયા હતા તે રસ્તે ચાલવા લાગી પરંતુ રસ્તામાં તેને કોઇ જણાયું નહી તો પણ યોગિનીનો ઉત્સાહ ભાંગી નહી પડતાં તેમાં જોર વધારો થયો અને તેના માણુસો સાથે આગળ વધતીજ ગઇ. ત્યાર પછી શું બન્યું તે તો આપણે આગળના પ્રકરણુમાં વાંચી ગયા છીએ કે, યોગિની તેના સર્વ સાથીઓ સહિત જે સમયે લાવણ્યસીંહ હારી ગયો હતો અને અતીતાનંદે જલ્લાદોને બોલાવવાનો હુકમ કર્યો હતો તે સમયે ખંડેરમાં આવી પહોંચી હતી.

# પ્રકરણ ૨૫ મું.



## ભેદી વાત.

જે સમયે યોગિની તેની સહચારીઓ તથા અનુયાયિઓ સાથે સાથે સ્વામી અતીતાનંદની સન્મુખ આવીને ઉપસ્થીત થયા તે સમયે બીજી દીશામાંથી કોઇ ત્રણ વ્યક્તિ કાળા બુરખાથી તેમના અંગને છુપાવી ત્યાં આવતી જણાઇ. આ દ્રસ્ય જોતાંજ સ્વામી અતીતાનંદ અને તેના અનુયાયીઓ ભયથી થરથર ધ્રુજવા લાગ્યા. ત્રણે વ્યકિત-ઓએ તેમના અંગ પ્રત્યંગ કાળા બુરખામાં છુપાંવેલા હતા. ચેહરો પણ તેવાજ રંગથી રંગાયો હોય તેમ જણાતું હતું ચેહેરામાંથી એક અજબ પ્રકારની રોશની નીકળી રહી હતી નયનમાં કાંઇ વિચિત્ર જયોતી ઝળકી રહી હતી અને સર્વના હોઠ ફફડી રહ્યા હોય તેમ જણાતું હતું. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ હતું કે ત્રણે કાળા બુરખામાં છુપાઇ રહેલ વ્યક્તિઓ ક્રોધથી કંપી રહી છે. એમના હાથમાં રહેલી તલવાર શત્રુઓનું લોહી પીવાને કુદકા મારી રહી હોય તેમ તેમના હાથના હલન ચલણથી માલુમ પડી આવે છે ત્રણે વ્યકિતઓ જ્યારે ચોગાનમાં આવી પહોંચી ત્યારે સર્વ કોઇ તેઓની તરફ ભયની નજરે જોવા લાગ્યા જો કે આ વખતે અતીતાનંદ સ્વામીના ઘણા અનુયાયીઓ અહી હાજર હતા છતાં પણ કોઇનામાં તાકાત ન હતી કે કોઇ આગળ આવી તે વ્યંકિતઓને પ્રશ્ન કરે કે તમો કોણ છો, અને કયાંથી આવો છો?'

ત્રણે વ્યક્તિઓ અલ્પ સમયમાં યોગિનીની પાસે આવી પહોંચી અને અતીતાનંદ સ્વામી પ્રત્યે બોલી ઉઠી 'અતીતાનંદ સ્વામી! જરા જણાવશો કે સાધુ સંન્યાસીનું શું કર્તવ્ય છે? તેમનો ધર્મ શું છે?"

આનો કાંઇ પણ પ્રત્યુત્તર નહી આપતાં અતીતાનંદ સ્વામી એકીટસે તેના સામું જોઇ રહ્યો.

'શું સજ્જનોને સંતાપવા, પરસ્ત્રીઓને શિયળ ભ્રષ્ટ કરી રંગરાગ માણવા માટેજ સાધુ, સંન્યાસીઓ, મહાત્માઓ અને ધર્મગુરૂની આ દુનીયામાં ઉત્પત્તિ થઇ છે?'

ફરી પણ આ પ્રશ્નનો ઉતર નહી આપતાં સર્વ કોઈ મૌન રહ્યા. સર્વ કોઇ નીચું જોઇ સાંભળી રહ્યા હતા અને અતીતાનંદ સ્વામીનું શૌર્ય તો અત્યારે ક્યાંઇ ચાલ્યું ગયું હતું.

'નરાધમ? કેમ બોલતાં બંધ થઇ ગયો છે! આ સંસારમાં જન્મ ધારણ કરીને તેં પરમાર્થ માટે શું કર્યું? શું તું એમ સમજે છે કે તારા આ કર્તવ્યો અને તારી છુપી વાત હરહંમેશાં ગુપ્તજ રહેશે? અતીતાનંદ સ્વામી! કહે તો ખરો કે આ ક્ષણે સંસારમાં જન્મ લઇ, અરે તેમાં પણ મનુષ્ય દેહ પ્રાપ્ત કરી તે શું સત્કર્મો કર્યા? મનુષ્ય યોનીમાં આવીને શું તારા ભવનું ભાથું બાંધ્યું? શું સદ્‌કૃત્યો કરી તેં તારૂં નામ અમર કર્યું? અતીતાનંદસ્વામી જરા તો વિચાર કર કે, આવા દુષ્કૃત્યો કરવાથી મરણાંતે તારી શું દુર્દશા થશે? બોલ, બોલ તેં કોઇ દીવસ તે બાબતની જરાએ કલ્પના પણ કરી છે કે? અતીતાનંદ! જ્યારે તારા દુષ્કૃત્યો જગતની જાણમાં આવશે ત્યારે તું આ જગતના માનવીઓને તારૂં કલંકીત મ્હોં કેવી રીતે બતાવી શકીશ? સમજ, જરા સમજ, હજુ

પણ ચેતવાનો વખત છે, હજુ પણ પશ્ચાતાપના અશ્રુઓથી કરેલાં દુષ્કર્મોને બાળી દેવાનો ઉપાય છે માટે અતીતાનંદ! હવેથી કુમાર્ગે નહી જતાં સુમાર્ગે જા. તારા આગળના કરેલાં કૃત્યો ભુલી જઇ હવે માનવ સેવા કરવા કટીબદ્ધ થા. અતીતાનંદ! હું જે કાંઇપણ તને કહી રહ્યો છું તે તારા કલ્યાણ માટેજ છે, માટે તારા તે દુરાચારી કૃત્યોને ત્યજી દે.' બુરખામાં છુપાઇ રહેલ વ્યક્તિ અતીતાનંદને બોધના વચનો સંભળાવતાં બોલી ઉઠી.

આ પ્રશ્નનો પણ કાંઇ ઉત્તર નહીં આપતાં અતીતાનંદસ્વામી જ્યારે સર્વ નીચી મુંડીએ સાંભળવા લાગ્યો ત્યારે યોગિની એકાએક બોલી ઉઠી, 'અતીતાનંદસ્વામી! બોલો, હવે કેમ બોલાતું નથી. શા માટે તમારી જીભને સીવી લીધી છે? કેમ હવે જલ્લાદોને બોલાવવાની જરૂર છે કે?'

જેવી રીતે પાપાત્માઓના હ્રદય સર્વથા ભયથી પરિપૂર્ણ રહે છે જે પ્રકારે અપરાધીઓના હ્રદયમાં સદા સર્વદા અપરાધ જાગૃત થઇને પોતાનું ભયંકર સ્વરૂપ બતાવી રહ્યો હોય છે તેજ પ્રકારે આ સમયે અતીતાનંદસ્વામીને તેના કરેલા અપરાધો નજરો નજર તરવરી આવવાથી ત્રાસ આપી રહ્યા હતા. આ કારણથીજ અતીતાનંદસ્વામી કાંઇ જવાબ નહી આપતાં મૌન ધારણ કરી રહ્યો હતો. તેને બોલવાની ઇચ્છા થતી હતી છતાં એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શકતો ન હતો. તેણે કરેલા ભયંકર કુકર્મો યાદ આવવાથી તેનું હ્રદય પ્રબળવેગે ધડકવા લાગ્યું. તે કેટલીએ વખતે બોલવાને આતુર બનતો હતો, બોલવાને સાહસ કરતો હતો, ઉત્તર આપવાની આકાંક્ષા ધરાવતો હતો છતાં પણ આ બુરખાવળી વ્યક્તિને જવાબ આપવા

જતાં તેના ચેહરાપર પરસેવાના ટીપાં બાઝી ગયા હતા. તેનું અંગ પ્રત્યંગ થરથર કંપી રહ્યું હતું.

એવામાં બીજો બુરખાવાળો આગળ આવીને બોલી ઉઠયો 'અતીતાનંદ ! શું તું રાજા થવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ધરાવે છે ? શું મહારાજા સુરેન્દ્રસીંહના રાજ્યાસને બેસવાની આસુરી લાલસા રાખે છે ? શું રાજા થવા યોગ્ય તારામાં ગુણ છે ? તું નરપિશાચ, લુટારા તુલ્ય કૃત્યોવાળો, સમાજની પુત્રીઓના શિયળનો ભક્ષક રાજા થઇ બીજાઓનું શું કલ્યાણ કરવાનો હતો ? અતીતાનંદસ્વામી રાજા થવા, રાજાને યોગ્ય ગુણો લાવવા તારે હજુ બીજા સો અવતાર લેવા પડશે. જે નરાધમ પોતાની અર્ધાંગનાતુલ્ય પતિવ્રતા પત્નિનું પાલનપોષણ ન કરી શકયો તે પોતાની લાખો પ્રજાનું કેવી રીતે પાલન કરી શકશે ? અતીતાનંદ પેલી ઘોર રાત્રિ, સરિતાનો કીનારો અને પેલી લાકડાની પેટી યાદ છે કે ?'

આ અંતીમ શબ્દ સાંભળતાંજ અતીતાનંદ સ્વામી બેબાકળા જેવો થઇ ગયો. તેના ચેહરાપર શોક અને ક્રોધના ચિન્હો જણાવા લાગ્યાં. તોપણ તે પોતાની સઘળી હિંમત એકઠી કરીને બોલી ઉઠયો 'તું કોણ છે. એ વાર્તાનો ભેદ અત્યારે ફોડવામાં તારો શું હેતુ સમાયેલો છે ? શું તું નથી જાણતો કે આ અતીતાનંદની આજ્ઞા થતાંજ તારૂં શીર ધુળમાં રગદોળાશે ! હું તો તે બાબતથી સર્વથા અજ્ઞાત છું.'

અતીતાનંદના આ શબ્દો સાંભળતાંજ બંને બુરખાધારી વ્યક્તિઓ ખડખડાટ હસી પડી. તેમનું જોરથી હસવું અતીતાનંદ સ્વામીને ચીડવવામાં સાધનભુત થયું. તે કાંઇ બોલવા જતો હતો તેજ વખતે

પહેલી બુરખાવાળી વ્યક્તિ એકાએક બોલી ઉઠી, સંસારમાં સજ્જનની સંગત તો ભાગ્યવશાતજ થાય છે અને દુર્જનનીજ સંગત મળે છે પરંતુ જ્યારે તે દુર્જન જણાય છે ત્યારે તેનો ત્યાગ કરનારજ હંમેશા સત્ય પંથે ચાલ્યો જાય છે' કેમ અતીતાનંદ સ્વામી કર્મવીર યાદ આવે છે કે? કદાચ તેને પણ જો તમો ભુલી ગયા હો તો ફરીથી યાદ કરાવું !

'બસ, હવે વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી. પરંતુ મને એકવાર તમારૂં શા માટે અહીં આવવાનું પ્રયોજન થયું છે તે જણાવશો, અતીતાનંદ સ્વામી બોલી ઉઠયા.

'અમારા અહીં આવવાનું કારણ શું તું જાણવા ઇચ્છે છે સાંભળ! જો તું જાણવા ઇચ્છતો હોય તો સાંભળ. અમો મહારાજા સુરેન્દ્રસીંહ. કુમાર લાવણ્યસીંહ, હંસા અને રમાને તારા કારાગ્રહમાંથી મુક્ત કરીને લઇ જવા આવ્યા છીએ. અતીતાનંદ! આ ઉપરાંત તું જો પ્રતિજ્ઞા કરે કે તારે કોઇપણ દિવસ આ લોકોને સતાવવા નહીં તો અમો અત્યારે અને આ ક્ષણેજ ચાલ્યા જવાને તૈયાર છીએ.'

'તેમ કદાપિ કોઇ કાળે, આ ભવમાં બનવું સદાસર્વદા અસંભવિત છે.' અતીતાનંદ બોલી ઉઠયો,

આ ઉત્તર સાંભળતાંજ ત્રીજી બુરખાવાળી વ્યક્તિ જે અત્યાર સુધી મૌન ધારણ કરીને ઉભી હતી તે આવીને બોલી ઉઠી, 'અતીતાનંદ! અમો હજુ અત્યાર સુધી એટલા માટે ઉભા રહ્યા હતા કે કદાચ તું સીધી રીતે માની જઇશ. પરંતુ તું સીધી રીતે માને તેમ જણાતું નથી. અમારી આશા નીરાશામાં ફરી ગઇ છે. અતીતાનંદસ્વામી! તમે શું પ્રવીણનું નામ સાંભળ્યું છે?

પ્રવીણ ! પ્રવીણ કોણ ? આ નામ તો હું આજેજ તમારા મોઢેથી સાંભળું છું.' અતીતાનંદે કહ્યું.

'પ્રવીણ, તે તેજ પ્રવીણ કે જેણે તમારા પાખંડ મતનું ખંડન કર્યું હતું. કેમ હવે ઓળખ્યો કે ?' ત્રીજી વ્યક્તિએ પૂછ્યું.

'તેની અહીં આવવાની શું મતલબ છે ? અતીતાનંદ સ્વામી ક્રોધથી ડોળા લાલચોળ કરતાં બોલી ઉઠયો.

'બસ એ સ્વાર્થલંપટ નરાધમ અતીતાનંદ પ્રવીણ કે જેણે તારા લીધે તે બીચારાએ....' બુરખાવાળી એક વ્યક્તિ બોલી ઉઠી.

'બસ ચુપ રહે, તારી જબાનને બંધ કર, હવે જો આગળ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો છે તો સમજજે કે તારા પ્રાણ આ લોકમાંથી પરલોકમાં રવાના કરવાની ચીઠ્ઠી કાઢવી પડશે.' અતીતાનંદ સ્વામી ગુસ્સામાં બોલી ઉઠયો.

'નહી, નહી, અતીતાનંદ ! તેમ બનવું સદાસર્વદા અસંભવીત છે. મને પરલોકમાં રવાના કરવાની ચીઠ્ઠી કાઢયા પહેલાં તારેજ તે લોક તરફ રવાના થવું પડશે. અતીતાનંદ અત્યારે મારો પ્રાણ તારા હાથમાં નહી પણ તેથી ઉલટુ તારૂં જીવન મારા હાથમાં છે. સમજ્યો કે ?

'જરા ભસી મરને કે તુ અહીં આવીને શું કરવા ઇચ્છે છે ? એ બુરખાવાળા ! તું અહીંથી એકદમ સત્વરે ચાલ્યો જા, નહીતર આ સમયે તારા વધારે રોકાણુંયો તેનું પરિણામ કોઇ કલ્પે પણ સારૂ નહી આવે તે તુ નક્કી સમજજે' અતીતાનંદ બુરખાવાળી વ્યક્તિને ચાલ્યા જવાનું કહેતાં બોલી ઉઠયો.

'કેમ અતીતાનંદ! મારાથી ગભરાય છે શા માટે? મને ચાલી જવાને વિનવતા ઓ મદમાં મસ્ત બનેલા માનવ પિશાચ, ઓ દુરાચારી, પરસ્ત્રીલંપટ વિષયી, ઓ સાધુ મહાત્મન અને ધર્મગુરૂના નામને કલંક લગાડનાર નરરાક્ષસ તને જરા પણ શરમ નથી આવતી?' તે બુરખાવાળી વ્યક્તિએ કહ્યું.

'કેમ જાય છે કે નહી? શા માટે મારા એક મોટામાં મોટાં શત્રુની ગરજ સારે છે? અતીતાનંદે કહ્યું.

'નહી, નહી અતીતાનંદ તારી સમજવામાં ભુલ થાય છે. હું તારો શત્રુ નહી પણ મીત્ર છું અને મીત્ર હોવાને લીધેજ તને દુષ્કર્મોમાં વધારે મગ્ન થતો જોઇ તેમાંથી બચાવી સન્માર્ગે લઇ જવાને અહીં આવ્યો છું. અતીતાનંદ યાદ કર જો હું મીત્ર ન હોત તો તું જે દિવસે દુશ્મનની સાથે લડતો હતો અને દુશ્મનો તારી દુર્દશા કરવાની અણીપર હતા તે સમયે હું આવીને કદાપિ ચેતવણી આપત નહી' તે બુરખાવાળી વ્યક્તિ અતીતાનંદ સ્વામી પ્રત્યે બોલી ઉઠી.

'ચાલ જલદી અહીથી ચાલ્યો જા નહીંતર તારૂં એક ક્ષણ પણ અહીં વધારે વખત રહેવું મને પ્રલય કરવાની પ્રેરણા કરશે. બોલ દુષ્ટ! અહીંથી જલદી જાય છે કે નહી?' અતીતાનંદ સ્વામી બોલી ઉઠયો.

'અતીતાનંદ! શું તું તારો દુષ્ટ કૃત્યો કરવાનો વિચાર નહી છોડે? અતીતાનંદ શા માટે પાપના પંકમાં ખુંચાતો જાય છે? અતીતાનંદ! જરા પરમકૃપાળુ પરમેશ્વર કે જેણે સમસ્ત દુનીયાની સાથે તને પણ સરજયો છે તેનાથી તો જરા ડર. અતીતાનંદ તું તારા દુષ્ટ

વિચારોનો કદાપિ ત્યાગ નહી કરે?' બુરખાવાળી વ્યકિત અતીતાનંદને સદુપદેશ આપતાં બોલી ઉઠી.

'નહી, તારો ઉપદેશ મને જરાપણ માન્ય નથી. આ સંસારમાં જન્મ લઇ મોજશોખ ને રંગરાગો માણવા તેજ આ જન્મનું સાર્થક છે. તારા પરમાત્માએ મને રાજ્યનો ધર્મગુરૂ બનાવ્યો તે મારા આત્માને કષ્ટ નહી આપવા પરંતુ માલમલીદા ઉડાવી રંભા અને મેનકા જેવી સ્વર્ગની પરીઓની સાથે ભોગ વિલાસ ભોગવવા, સમજ્યો કે? ચાલ, તારા જેવા ભામટા ભલેને બકબકાટ કર્યા કરે તેની મને શું પરવા છે?' વિષયલંપટ અતીતાનંદ વિષયની તારીફ કરતાં બોલી ઉઠયો.

'વિષયલંપટ નરાધમ, ધર્મી ધુતારા! અતીતાનંદ! તારે દુષ્ટકૃત્યોમાં રચ્યા પચ્યા રહેવું છે પરંતુ હું તને તારા આ કૃત્યો છોડાવવા ઇચ્છું છું, અને તારે તારાં તે કૃત્યો આજે ને આજેજ છોડવા પડશે, બોલ તું કુકર્મોનો ત્યાગ કરી નીતિને રસ્તે ચાલવા ઇચ્છે છે કે પછી નીરૂપમાને બોલાવું!' બુરખાવાળી વ્યક્તિ અતીતાનંદને ભીતિ દર્શાવવા બોલી ઉઠી.

કોણ જાણે નીરૂપમાના નામમાં એવો તે શું ચમત્કાર હતો કે તે નામ સાંભળતાંજ એકાએક 'ઓ નીરૂપમા!' એમ બોલતો સ્વામી અતીતાનંદ એકાએક જમીનપર મુર્છીત થઇને પડી ગયો. અતીતાનંદ સ્વામીને આ પ્રમાણે પડતો જોઇ તેના અનુયાયીઓમાં કોલાહલ મચી રહ્યો. સર્વ કોઇ તેની પાસે દોડી આવ્યા અને તેની સારવાર કરવા લાગ્યા. કોઇ મ્હોંપર પાણી છાંટવા લાગ્યું અને કેટલાક તો તલવાર ખેંચીને તે બુરખાવાળી વ્યક્તિ તરફ ધસ્યા.

ત્રણે બુરખાવાળી વ્યક્તિઓ પહેલાંથીજ સાવચેત હતી. અતીતાનંદના અનુયાયીઓને પોતાની તરફ ધસી આવતાં જોઇ ત્રણેએ તલવાર ખેંચી અને તેમાંથી એક વ્યક્તિ જોરથી બોલી ઉઠી 'જેઓ આ અસાર સંસારમાં માનવ જન્મ ધારણ કરીને સદા કુકર્મો કરવામાંજ મગ્ન રહે છે તેની શું દશા થાય છે તે જોવું હોય તો તેનું પ્રમાણ તમારી સમક્ષ મોજુદ છે. શાસ્ત્રના ઘા વીના કોઇ-પણ જાતના આઘાત કે પ્રત્યાઘાત સિવાય કેવળ તેણે કરેલા કુકર્મો-નાજ આઘાતથી આજે તમારી આવડી પ્રચંડ ટોળીનો સરદાર, મહારાજા સુરેંદ્રસીંહના ધર્મગુરૂ હોવાનો ઉપરથી ડોળ કરી સુરેંદ્ર-સીંહના રાજ્યનો માલીક થવાની રાક્ષસી મહત્વકાંક્ષા ધરાવનાર ધર્મગુરૂ હોવા છતાં જનતાની પુત્રીઓના શિયળનો ભક્ષક થવાનો દાવો ધરાવનાર પોતાનાજ કુકર્મના પ્રતાપથી પતિત થઇ પૃથ્વિપર આળોટી રહ્યો છે, તેની દશા તરફ નજર કરો અને તમો પણ એક પણ ડગલું આગળ ભરો તે પહેલાં સંપૂર્ણ વિચાર કરજો.'

આ બુરખાવાળી વ્યક્તિનાં સદુપદેશનો પ્રભાવ આ દુરાચારી સ્વામીના શિષ્યોપર ન પડયો. તો પણ જ્યાં સુધી આ બુરખાવાળી વ્યક્તિ બોલતી હતી ત્યાંસુધી સર્વ કોઇ પુતળાની પેઠે સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા હતા. ત્યાર પછી અતીતાનંદના અનુયાયીઓ તે બુરખાધારી વ્યક્તિઓ તરફ તૂટી પડયા. બુરખાવાળી વ્યક્તિઓ પોતાનું સંરક્ષણ કરતી લડતાં લડતાં પાછળ હઠતી જતી હતી. અને થોડે દુર ગયા પછી તે ત્રણે કોઇજાણે કયાંઇ અલોપ થઇ ગઇ. અતીતાનંદના અનુયાયીઓ તેની પાછળ પડયા તોપણ તેઓનો કંઇપણ પત્તો લાગ્યો નહી.

આ બાજુ એટલી વારમાં કાંઇ ઓર ઘટના બની ગઇ. જે સમયે તે બુરખાધારી વ્યક્તિઓ પાછળ જનારા મનુષ્યો પાછા ખંડેરમાં પહોંચ્યા ત્યારે ત્યાં એકપણ કેદી તેમની નજરે પડયો નહી. ચોગાનમાં અતીતાનંદના બે અનુયાયીઓની લાશ તેમની નજરે પડી. યોગિની અને તેના અનુયાયીઓનો પણ પત્તો લાગતો ન હતો. માત્ર અતીતાનંદ સ્વામી નિશ્વાસ નાખતો લમણે હાથ દઇને ત્યાં બેઠેલો તેમની નજરે પડયો. આ સમયે અતીતાનંદને જોતાંજ કેમ જાણે પાષાણની મુર્તિ ન હોય તેમ જણાતું હતું. તેની સર્વ શકિત હરાઇ ગઇ હોય તેમ જણાતું હતું. અતીતાનંદ સ્વામી! તેની આંખો ફાડી ચારે તરફ જોઇ રહ્યો હતો. આવી રીતે અતીતાનંદ સ્વામી થોડો વખત જોઇ રહ્યા પછી સ્વસ્થ બન્યો પરંતુ હજુ પણ ચિંતાદેવીએ તેનો ત્યાગ કર્યો ન હતો. વાંચક અતીતાનંદ સ્વામી ચિંતામાંથી કેવી રીતે મુક્ત થાય? અતુલ પરીશ્રમ પછી તેણે મહારાજા સુરેંદ્રસીંહ, યુવરાજ લાવણ્યસીંહ, હંસા અને રમાને કેદ કર્યા હતા. પણ જોતજોતાંજ તે લોકો સંતા કુકડીની રમતની માફક કયાંઇ ચાલ્યા ગયા હતા. અતીતાનંદની બાજી ઉલટી થઇ ગઇ હતી.

અતીતાનંદ સ્વામીની આ પ્રમાણે સ્થિતિ જોઇ સર્વ લુંટારાઓ ચિંતાતુર થઇ ગયા અને તેને આશ્વાસન આપતાં બોલી ઉઠયા, 'મહારાજ! હવે નકામી ચિંતાનો ત્યાગ કરી ઉભા થાઓ. આપણે હવે તે લોકોને શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ, નહીતર જો તેઓ બહુ દૂર ચાલ્યા જશે તો પછી તેનો પત્તો મળવો મુસ્કેલ થશે.

'શું તમો ધારો છો કે આપણે તેઓનો પત્તો મેળવી શકીશું? ચાલો આ લાસને દાટવાનો બંદોબસ્ત કરો, હવે આ મકાનમાં એક

પળ પણ હું ઉભો રહેવા ઇચ્છતો નથી. આપણા બીજા માણસો ક્યાં છે?' અતીતાનંદે પ્રશ્ન કર્યો.

પાંચ માણસો પેલાઓની તપાસમાં ગયા છે, પચીસ અહીં હાજર છે. બીજાઓ ક્યાં છે તેનો પત્તો નથી' અનુયાયીઓમાંનો એક બોલી ઉઠ્યો.

'ચાલો જેટલા હોય તેટલાને સીટી મારીને સત્વર બોલાવો. હવે શું કરવું તે બાબતમાં સર્વની સલાહ લેવાની મારી ઇચ્છા છે' અતીતાનંદે જણાવ્યું.

અતીતાનંદ સ્વામીની આજ્ઞાનુસાર એક માણસ જંગલમાં થોડેક દૂર જઇને પાસેની એક ટેકરીપર ચઢીને જોરથી સીટી વગાડવા લાગ્યો અને ત્યારપછી પ્રત્યુતરની રાહ જોતો ત્યાંજ ઉભો રહ્યો. થોડાજ સમયમાં સર્વ દીશામાંથી સીટીઓ સંભળાણી ! જેનો જવાબ પણ સીટીથીજ આપંવામાં આવ્યો અને જોત જોતામાં કેટલાક માણસો ત્યાં આવતા જણાયા.

જે સમયે બીજા માણસોને બોલાવવા ગયેલો માણસ અન્ય અનુયાયીઓ સાથે પેલા ખંડીએરની નજીક આવી પહોંચ્યો તે સમયે પ્રાતઃકાળ થવાની તૈયારી હતી. સુર્યનારાયણ ધીમે ધીમે તેમનું સામ્રાજ્ય પ્રસરાવવાને ચાલ્યા આવતા હતા. તેજ સમયે અતીતાનંદ સ્વામી ચિંતામાં મગ્ન થઇ આમ તેમ આંટા મારી રહ્યા હતા. આ સમયે તેમના ચેહરા પર ક્રોધના ચીન્હો પણ જણાઇ આવતા હતા. પોતાના કાર્યમાં નાસીપાસ થવાથી તેઓ વારંવાર નિશ્વાસ નાંખી રહ્યા હોય તેમ તેમની મુદ્રાપરથી પણ જણાઇ આવતું હતું.

'આપણું સર્વ કર્યું કારવ્યું ધુળમાં મળી ગયું. તે બુરખાવાળી

વ્યક્તિઓના આવવાથી તો મારા કાર્યનું સત્યાનાશ વળી ગયું. કહો તેઓને ફરીથી સપડાવવા આપણે હવે શું યુક્તિ પ્રયુક્તિ યોજવી જોઇએ? આપણા કેટલા માણસો અત્યારે અહીં હાજર છે?' અતીતાનંદે સર્વના આવી પહોંચ્યા પછી કહ્યું.

પચીસથી ત્રીસ મનુષ્યો છે અને અન્યનો કાંઇ પત્તોજ નથી લાગતો. અનુયાયીઓમાંથી એકકે જે અતીતાનંદસ્વામીનો જમણો હાથ હતો તે બોલી ઉઠયો.

યોગિની વિગેરેના તપાસમાં કોણ ગયું હતુ?' અતીતાનંદે પ્રશ્ન કર્યો.

અતીતાનંદસ્વામીનો આ પ્રશ્ન સાંભળી જે પાંચ માણસો યોગિની વિગેરેની તપાસમાં જઇ પાછા આવ્યા હતા તેઓ આગળ આવીને અતીતાનંદસ્વામી પ્રત્યે બોલી ઉઠયા, સ્વામી મહારાજ! યોગિની વિગેરેની શોધમાં અમેજ ગયા હતા, તેઓની તપાસ બહુજ ખંતપુર્વક કર્યા પછી જયારે તેઓનો કાંઇ પત્તો ન મળ્યો ત્યારે અમો અહીં ચાલ્યા આવના હતા તેવામાં અમને એક સ્ત્રીની લાસ મળી છે જેને અમોએ ત્યાં આગળ આવેલી ઝાડીમાં છુપાવી રાખી છે.

'શું તમો તે લાસ કોની છે તેનો પત્તો મેળવી શકયા છો?' અતીતાનંદ સ્વામીએ પ્રશ્ન કર્યો.

'ના જી, બીલકુલ નહી.'

'લાસ તમોને કયાં મળી આવી હતી? અતીતાનંદે પુછયું.

'મઠના પાછળના દરવાજા પાસેથી' સેવકોએ જવાબ આપ્યો.

આવી રીતે અતીતાનંદ અને તેના અનુયાયીઓ વાર્તાલાપ કરતા હતા તેવામાં બે બીજા માણસો આવીને તેની પાસે ઉભા રહ્યા કે

જેઓ ઘણા દીવસ થયા ગુમ થયેલા હતા. એ બંનેના નામ બળભદ્ર અને કનક હતું.

આશા છે કે વાંચક સજ્જનો બળભદ્ર અને કનકને નહિ ભૂલી ગયા હોય વીરભદ્ર અને કનકને તો આપણે આગળ ઓળખી ચુકયા છીએ. યોગિની પાસે જેણે પ્રતિજ્ઞા લીધી હતી તેજ આ કનક હતો.

બંનેને ઘણા દિવસે આવતો જોઇ અતીતાનંદસ્વામી તેઓની પ્રત્યે ક્રોધપુર્ણ સ્વરે બોલી ઉઠયા 'તમો લોકો આટલા દિવસ કયાં છુપાઇ ગયા હતા? આકાશના વાદળમાં કે પૃથ્વીના પડમાં તો નહોતા પેસી ગયાને? હું તો એમજ સમજતો હતો કે તમો બંને મારી સાથે દગો રમી કયાંઇ ચાલ્યા ગયા છો. કનક! યોગિનીને પકડવા માટે તું તો ગયો હતો ને? શું તેને પકડી લાવ્યો કે?' અતીતાનંદ બોલ્યો.

'મહારાજ! ગુસ્સે ન થતાં જો અમારી કથની સાંભળશો તો તમારા આ વિશ્વાસુ સૈનીકો અને અનુયાયીઓપર કેવા કેવા દુઃખો પડ્યા છે તે જાણવા પછી તમો તમારી ઇચ્છામાં આવે તે જો અમો તમોને બેવફા થયા હોઇએ તેમ માલુમ પડી આવે તો શિક્ષા કરવાને મુખત્યાર છો. સ્વામીજી હવે તમારે કોઇપણ જાતની ચિંતા કરવી નથી. અમો સદા સર્વદા તમારી સાથેજ રહેશું પરંતુ મઠના દરવાજા આગળ લાસ પડી છે તે પણ આશ્ચર્યની વાત જેવું જણાય છે' બંને એકી સાથે બોલી ઉઠયા.

'હું પણ અત્યારે ત્યાંજ જાઉં છું તમો પણ મારી સાથે ચાલો આમ કહી અતીતાનંદ તેના અનુયાયીઓ બળભદ્ર અને કનકની સાથે

વાર્તાલાપ કરતા કરતા મઠ તરફ જવા લાગ્યા રસ્તામાં બળભદ્ર અને કનકે બનાવટી હકીકત કહીને અતીતાનંદસ્વામીનો વીશ્વાસ મેળવી લીધો. થોડાજ સમયમાં સર્વ જ્યાં લાસ પડી હતી ત્યાં આવી પહોંચ્યા પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે તે લાસને જોતાંજ 'ઓ નીરૂપમા!' આમ બોલતાંજ અતીતાનંદસ્વામી બેહોશ થઇને પૃથ્વીપર પડી ગયા.



# પ્રકરણ ૨૬ મું.



## ભાઇ બેન.

આજે યોગિની અપૂર્વ આનંદના સાગરમાં ડુબકા મારી રહી હોય તેમ જણાતું હતું. આજે તેના મનમાં આનંદ, આનંદ અને બસ આનંદજ રમી રહ્યો હતો, એમજ કહોને કે યોગિની આજે પૂર્ણાનંદમાં મસ્ત બની છે. અનેક સંકટો, અનેક પ્રકારના કષ્ટો સહન કરીને જંગલ, મેદાન અને ચારે દીશાઓમાં દોડધામ કરીને, અનેક યુક્તિ પ્રયુક્તિઓ અજમાવી જનસમાજનું કલ્યાણ કરવાનું વ્રત તેણે લીધુ હતું તે પૂર્ણ થવાની અણીપર આવી પહોંચ્યું છે. જગતના દુરાચારી, અનીતિમાન માનવીઓને સુધારવા તેણે જે બીડું ઝડપ્યું હતું તે હવે પૂર્ણ થવા આવ્યું છે તેથી યોગિનીના હૃદયમાં હર્ષનો ઉભરો પણ સમાતો નથી. પરંતુ શું આ આનંદ સદા સર્વદા કાયમ રહેશે? સુખ અને દુઃખ પરંપરાના ભાઇ બ્હેન છે. તે કદાપી સ્થાઇ રહેતાજ નથી, હંમેશા સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યાજ કરે છે.

આજે યોગિની શાંતીકુંજમાં જ્યાં પહેલાં કનકની સાથે વાર્તાલાપ કરતાં યોગિનીને અમો વાંચકોને બતાવી ગયા છીએ તેજ સ્થળે યોગિની તેની બે સહાયિકાઓ સાથે આજે બેઠી છે. એક બાજુ મહારાજા સુરેંદ્રસીંહ અને યુવરાજ લાૈન્યસીંહ બેઠા છે બીજી બાજુ હંસા અને રમા પણ બેઠેલા છે, અને સર્વેની સાથે હવે આપણે આગળ શું કરવું તે પ્રશ્નપર સર્વ ચર્ચા ચલાવી રહ્યા છે.

'આજનો દિવસ મારા માટે મહાન આનંદનો દિવસ છે, કારણ કે પરમ કૃપાળુ પરમાત્માએ આ તેની દીન બાળકીપર દયા કરી તેણે લીધેલા જનસમાજના હીતના કાર્યને પૂર્ણ કર્યું છે જો કે હજુ થોડું ઘણું કાર્ય કરવાનું છે તો પણ તે પૂર્ણ થવાનીજ અણી પર છે. મારો અંતરાત્મા અતીતાનંદસ્વામી અને તેના અનુયાયીઓને અનીતિના માર્ગમાંથી નીતિને રસ્તે લઇ જવા મને સુચવે છે. હું તેઓને અત્યારે જેનું નામ સાંભળતાં સહુ થરથર ધ્રુજે છે તેઓને સદ્દપુરૂષ બનાવવા ઇચ્છું છું. જો કે તે કાર્ય જરા કઠણ છે પરંતુ મારા જેવી વ્યક્તિ કે જેણે માનવ સમાજના કલ્યાણાર્થે ભેખ ધર્યો છે તેને માટે હંમેશા અશકય પણ શકય બની જાય છે. સુરેંદ્રસીંહ જયા સુધી અતીતાનંદ અને તેના અનુયાયીઓ નીતિ અને સરળ રસ્તાના ગ્રહણ કરનારા નહી થાય ત્યાં સુધી તું નિર્વિઘ્ને રાજ્ય કારભાર ચલાવી શકશે નહી. માટે આપણે તેઓને ન્યાયના સરળ માર્ગે લાવવા અને નીતિમાન બનાવી એક સારા નાગરીક કરવા શું ઉપાયો યોજવા જોઇએ' યોગિનીએ પુછયું.

'માતા! તમે જે પ્રમાણે કરવા ધારો છો તેજ ઉચીત છે પરંતુ તેમ થવું સદા સર્વદા મને અશકય ભાસે છે' કનક બોલી ઉઠયો.

આવી રીતે વાતચીત ચાલતી હતી તેવામાં બુરખાવાળી વકિત-ઓ કે જેને આપણે આગળ જોઇ ગયા છીએ તેઓ ત્યાં આવી પહોંચી. યોગિની આ બુરખાવાળી વ્યકિતઓને જોતાંજ ઉભી થઇ ગઈ ને પૂર્ણભાવથી માન આપી તેમના સામે જઇને તેડી લાવી.

બુરખાધારી વ્યકિતઓએ આવીને સભાની મધ્યમાં બેઠક લીધી સર્વ કોઇ આ વ્યકિતઓ તરફ આતુર નેત્રે જોઇ રહ્યા.

'અમોએ પણ તમારો વાર્તાલાપ સાંભળ્યો છે અને અમારી પણ અભીલાષા તમારા વિચારોને મળતી છે. આજે અમો એક નવીન ઉપાય અજમાવવા ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે અતીતાનંદસ્વામી કદાચ ઠેકાણે પણ આવી જાય.' ત્રણ વ્યકિતમાની વચમાંની વ્યકિત બોલી ઉઠી.

'તમે શું કરવા ધારો છો ? કૃપા કરી જણાવવા મહેરબાની કરશો?' યોગિનીએ પુછ્યું.

'પહેલાં તો આપણે મહારાજા સુરેંદ્રસીંહ, લાવણ્યસીંહ, હંસા અને રમાને અતીતાનંદના ભયથી મુકત કરવા જોઇએ.' બુરખાવાળી વ્યકિતએ કહ્યું.

'આપનું કહેવું યોગ્ય છે. આપણે અતીતાનંદને ધર્મ અને નીતિનું જીવન ગાળતા શીખવી મહારાજા સુરેંદ્રસીંહને તેના ભયથી સદાને માટે મુક્ત કરવા જોઇએ' યોગીની બોલી.

'એતો બધું પાછળથી પણ થઇ રહેશે. અત્યારે તો હું તમોને સર્વને મારી પીછાન કરાવવા ઇચ્છું છું તો તમો સર્વ એકચીતે સાંભળો !

હું જે સમયના વાત કરૂં છું, અરે જે સમયની વાત તમોને યાદ આપવા માંગું છું તે સમયે અનસુયાનો વિવાહ અતીતાનંદ સ્વામી સાથે થયો હતો. અતીતાનંદના લગ્ન થયા પછી થોડાજ સમયમાં અતીતાનંદના પિતા આ સંસારનો ત્યાગ કરી ચાલ્યો ગયો પિતાના મરણ પછી અતીતાનંદ કે જેનું નામ કૃષ્ણકુમાર છે તે પોતાની મરજી મુજબ ધનનો વ્યય કરવા લાગ્યો તે દુરાચારી, પરસ્ત્રીલંપટ, દારૂડીયો અને અનાચારી મિત્રોની જાળમાં સપડાયો અને તેના મિત્રોના સર્વ ગુણો તેનામાં ઉતરવાથી તે પણ સાક્ષાત દુરાચારીની મુર્તીરૂપ બન્યો તે સમયે તેનું કોઇપણ શુભચિંતક ન હતું અને જો હોય તો પ્રવીણજ હતો. જેનું નામ આગળ અમે જે વખતે અતીતાનંદસ્વામી પાસે ગયા હતા તે વખતે જણાવી ગયા છીએ. દુર્વ્યસનમાં પડવા પછી કૃષ્ણકુમાર કહો કે અતીતાનંદ જે કહો તે તે તેના હીતસ્વીઓના કહેવા તરફ દરકાર નહી કરતાં પોતાની ઇચ્છા પ્રમાણે પૈસા ઉડાવવા લાગ્યો તેની સ્ત્રી પણ તેના કૃત્યોથી કંટાળી ગઇ હતી તે તેના પતિને સારે રસ્તે લાવવા અત્યંત પ્રયત્ન કરતી હતી છતાં પણ તે નિર્દય વિષયલંપટ કૃષ્ણકુમાર આ સતિ સાધ્વીના શબ્દો તરફ જરા પણ લક્ષ નહી આપતાં યથેચ્છ મોજ શોખ અને ભોગવિલાસ કર્યો જતો હતો. પોતાની સ્ત્રી તેને વારંવાર દુરાચારનો માર્ગ ત્યજવાનો આગ્રહ કરતી હોવાથી તે તે સતી સાધ્વિને અતુલ દુઃખ આપવા લાગ્યો. તેને મારપીટ કરવાની સાથે તે તેની સાથે અનુચીત વ્યવહાર પણ કરવા લાગ્યો તેની તે એવી દુર્દશા કરતો હતો તે સાંભળતાં આપણા રોમાંચ ઉભા થઇ જાય તેમ હતું.

દિવસે દિવસે આ દુરાચારીની દશા બગડતી ગઇ, છેવટે પરિણામ એ આવ્યું કે, તેની પાસે જે કાંઇ ધનમાલ હતું તે સર્વ તેણે ચાર પાંચ વરસમાં ઉડાવી દીધું, આખરે તે રસ્તાનો રખડતો ભિખારી બન્યો, એક ટંકના અનાજના પણ સાસા પડવા લાગ્યા, ટુકડા રોટલાને માટે તે ફાંફાં મારવા લાગ્યો, તેને એક વખતનું પુરતું ખાવાનું મળવાનું પણ મુશ્કેલ થઇ પડયું, પણ સાંભળો હું વચમાં એક વાત કહેવાની ભુલી ગયો અતીતાનંદને નીરૂપમા નામની એક બ્હેન હતી જે ઉમર લાયક થઇ હતી પરંતુ અતીતાનંદે તેનું લગ્ન કર્યું ન હતું જો કે અતીતાનંદસ્વામીનો સ્નેહ તેનાપર અપાર સ્નેહ હતો પરંતુ દુર્વ્યસનને લીધે અને દુરાચારી મિત્રોની સોબતને લીધે તેને તેની બ્હેન જરા પણ યાદ આવતી ન હતી અને કદાચ યાદ આવતી તોપણ તે તેના લગ્ન કરવા તરફ બેદરકારી બતાવતો હતો' આમ કહી તે ખુરખાવાળી વ્યક્તિએ એક દીર્ઘ નિશ્વાસ મુકયો અને થોડો સમય વિશ્રાંતી લઇને ફરીથી બોલી ઉઠી.

'અતીતાનંદને તેની બ્હેનના લગ્ન કરવા માટે ઘણા ઘણા માણસો સમજાવવા લાગ્યા, કેટલાક તેને ધિક્કારવા પણ લાગ્યા અને તે એટલે સુધી કે તેના સગા સંબંધીઓએ તેની સાથેનો સંબંધ ત્યજ્યો તોપણ તે નીરૂપમાના લગ્ન નહી કરવાના વિચારમાંથી જરા પણ ડગ્યો નહી, હજુ પણ નીરૂપમા પ્રત્યે અતીતાનંદનો સ્નેહ હતો પરંતુ દુરાચારી મિત્રોની સોબતને લીધે અને ધનના અભાવને લીધે તે નીરૂપમાંનુ લગ્ન કરી શકયો નહી, તેથી નીરૂપમાને મોટી થતી જોઇ તે વિચારમાં પડયો કે, હવે શું કરવું. નીચ મનુષ્યોની સંગતમાં હંમેશાં નીચ વિચારોજ આવે છે તે પ્રમાણે અતીતાનંદને પણ નીચ

વિચારો આવ્યા, પૈસાના અભાવે તેણે તેની બ્હેનનું તેના એક દુરાચારી મિત્ર સાથે લગ્ન કરી આપવાનું નક્કી કર્યું, પરંતુ જ્યારે નીરૂપમાને આ વાતની ખબર પડી કે તે અત્યારે જે દશામાં છે તેના કરતાં પણ અધમ દશામાં મેલવાને તેનો ભાઇ તૈયાર થયો છે ત્યારે નીરૂપમાએ અતીતાનંદને સાફ સાફ શબ્દોમાં તેના વિચારો જણાવી પોતે તેના વિચારોથી તદ્દન વિરૂદ્ધ છે તેમ જણાવ્યા કહી દીધું કે તે તે મનુષ્યની સાથે લગ્ન કરવામાં બીલકુલ સંમતી દર્શાવતી નથી, તે કોઇપણ ઉપાયે તેની સાથે લગ્ન કરવાની નથી, આ શબ્દો સાંભળતાંજ એ દુરાચારીનો ક્રોધ ભભુકી ઉઠયો અને પોતાના દુરાચારી મિત્રો સમક્ષ આનો સત્વરે ફેંસલો કરવો જોઇએ તેવો ઠરાવ કર્યો, આ વાતની તેના હીતચિંતક પ્રવીણને ખબર પડી તેણે અતીતાનંદને ઘણો સમજાવ્યો પરંતુ જ્યારે આ દુરાચારી નર પીશાચ કાંઇ સમજયો નહી ત્યારે પ્રવીણે તેને છેવટે એમ પણ જણાવી દીધું કે જો તું નીરૂપમાને જરાપણ કષ્ટ આપીશ. જો તેને તું જરાપણ સતાવીશ તો હું તારૂં સઘળું પોગળ ખુલ્લું કરી દઇશ. આ બાબતમાં બંનેને ખુબ બોલાચાલી થઇ છેવટે અતીતાનંદે લાગ મળતાં પ્રવીણનું કોઇપણ પ્રકારે કાટલું કાઢી નાંખવાનો વીચાર કર્યો અને છેવટે તેણે તે અમલમાં પણ મુકયો પરંતુ જેને રામ રાખે તેને કોણ ચાખે. પ્રવીણની જીવન દોરી હજુ લાંબી હોવાથી તે અતીતાનંદની પ્રવીણને સપડાવવાની રચેલી જાળમાંથી આબાદ રીતે છટકી ગયો. પ્રવીણને તેના નશીબે યારી આપી તેથી તે બચી ગયો.

નીરૂપમાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે પણ તેના મનમાં કોઇ પણ ઉપાયે આવા દુરાચારી ભાઇનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો.

એક દિવસે રાત્રિના સમયે જ્યારે અતીતાનંદ સ્વામી પોતાના અનુયાયીઓ સહીત બહાર ગયો હતો ત્યારે પ્રવીણ તથા હું તે મકાનમાં દાખલ થયા અને યુક્તિ પ્રયુક્તિથી નીરૂપમાને ત્યાંથી પ્રવીણના ઘરે લઇ ગયા. પ્રવીણની માતા અને પત્ની નીરૂપમાને અપાર ચાહવા લાગ્યા. સર્વે તેને કુટુંબી જેવી ગણતા હતા. પ્રવીણની માતા નીરૂપમાનું પુત્રીની પેઠે પાલન કરવા લાગ્યા.

પાછળથી ઘરે આવી અતીતાનંદે જ્યારે જોયું કે નીરૂપમાં કયાંઇ ચાલી ગઇ છે તેની શોધ કરવાનો વિચાર માંડી વાળીને અતીતાનંદે તેનું ઘરબાર વેચી માર્યું અને તેની પત્નિ સહીત તેના દુરાચારી મીત્રોની પાસે રહેવા ચાલ્યો ગયો. દિવસે દિવસે અતીતાનંદ વધારે ને વધારે નીચ કાર્યો કરવા લાગ્યો. વ્યભિચાર અને મદિરા સેવન તે તો તેનું હંમેશનું કાર્ય હતું. પરંતુ તેને હંમેશા પૈસાની તંગી પડતી હોવાથી તેણે તેના મીત્રોની એક ટોળી જમાવી અને ચોરી કરવાનો વ્યવસાય ચાલુ કર્યો. બિચારી અનસુયા આ કૃત્યો જોઇ બળી જતી હતી તે અતીતાનંદને વારંવાર નીતિને રસ્તે ચાલવા ઉપદેશ આપવા લાગી પરંતુ અનસુયાના કહેવા તરફ જરાપણ લક્ષ નહી આપતાં તે દિવસે દિવસે વધારે પ્રમાણમાં રતિ સેવન અને મદિરાપાન કર્યાં કરતો હતો. વારંવાર અનસુયા જ્યારે તેને આ અનીતિ અને અધર્મનો ત્યાગ કરી નીતિના માર્ગે તેના સંસારનું નાવ હાંકવાને વિનવતી ત્યારે અતીતાનંદ તેના સદુપદેશ તરફ ધ્યાન નહી આપતાં બિચારી શિયળવતી અનસુયા કે જે પોતાના પતિને પરમેશ્વરતુલ્ય માનતી હતી તેનાપર મારનો વરસાદ વરસાવી, બિચારી અનસુયાના હાડકાં ખોખરા કર્યા સિવાય રહેતો

નહતો તો પણ અનસુયા અતીતાનંદને દેવસમાન માની તેના મારને પુષ્પાંજલી સમજીને તેને નીતિને રસ્તે લાવવાને પોતાથી બનતો પ્રયત્ન કરતી હતી. તમો સર્વ અતીતાનંદ સ્વામીનું વય પીસતાલીસનું ધારતા હશો પરંતુ હજુ તેને માંડ પાંત્રીશ વરસ થયા હશે.

વારંવાર અનસુયા તેને સારા માર્ગે જવાનું કહેતી હતી પરંતુ તેના કહેવા તરફ બીલકુલ ધ્યાન નહી આપતાં અતીતાનંદ દિન પ્રતિદિન તેના કાળા કર્મોમાં આગળ વધ્યોજ જતો હતો તેથી એક દિવસે અનસુયાએ અતીતાનંદને તેના આ કર્મો તે જગતની જાણમાં લાવશે તે તેણે કદાચ આમ કહેવાથી કુળ અને આબરૂના ભયથી સદાચારનો માર્ગ ગ્રહણ કરશે તેમ ધારીને કહ્યું આથી અતીતાનંદને ઘણોજ ક્રોધ ચઢયો અને કોઇપણ ઉપાયે અનસુયાને બીજી દુનીયામાં રવાના કરવાના વીચારો કરવા લાગ્યો.

અનસુયા જો કે આ બધું સમજી ગઇ હતી અને તે પણ તે દિવસથી સાવચેત રહેતી હતી. તેવામાં અતીતાનંદની નજરે મોહિની નામની એક વેશ્યા ચઢી કે જેને આગળ આપણે અતીતાનંદની સાથે ભોગવીલાસ ભોગવતાં જોઇ ગયા છીએ. વેશ્યાનો યારી થવાથી અતીતાનંદ અનસુયા તરફ બીલકુલ લક્ષ આપતો નહી હતો. તેના પહેલાના કરતાં અનસુયા પ્રત્યેની પ્રીતિ દિવસે દિવસે ઓછી થવા લાગી. અતીતાનંદે અનસુયાનો કાંટો દુર કરવાનો છેવટે નિશ્ચય કર્યો અને તેમાં તેના મીત્રો અને મોહિની નામની વેશ્યાએ અનુમોદન આપ્યું પરંતુ અનસુયા પાપીઓના વીચારને જાણી ગયેલી હોવાથી તેઓની યુક્તિ કોઇપણ પ્રકારે ફાવી નહી.

અતીતાનંદ અને તેના મીત્રો લુટફાટ કરીને ધન મેળવી હંમેશા

નવીન નવીન વારાંગનાઓના નાચ મુજરા કરાવતા હતા. જયારથી મોહિનીનો અતીતાનંદની સાથે મેળાપ થયો ત્યારથી અતીતાનંદની આંખમાં અનસુયા કાંટાની પેઠે ખુંચતી હતી તે તેને કોઇપણ પ્રકારે યમસદનમાં મોકલવા ઇચ્છતો હતો. તેથી અતીતાનંદે તેનું કાટલું કાઢી નાખવાને એક નવીન જાળ પાથરવાનું શરૂ કર્યું અને તે એ હતી કે તેણે થોડા દિવસ મોહિની પાંસે જવાનું ત્યજી દીધું અને અનસુયા પ્રતિ પ્રીતિ બતાવવા લાગ્યો. બિચારી ભલી ભોળી અનસુયા આ પાપીની કપટજાળને શું જાણે? કેટલીયે ભોળી સ્ત્રીઓએ અતીતાનંદ જેવા નરરાક્ષસ પતિપર વિશ્વાસ મુકી તેમનું જીવન ગુમાવ્યું હશે. અતીતાનંદના આ સદ્ વ્યહવારથી અનસુયાનો હર્ષ પણ માતો ન હતો તે તો સમજતી હતી કે હવે તેના સુખની પળો નજીક આવી પહોંચી છે. હવે તેનો ભાગ્યોદય થવાની તૈયારી છે. આ પ્રમાણે લગભગ ત્રણ મહીના ચાલ્યા ગયા. ત્યાર પછી છળ પ્રપંચ કરી અતીતાનંદ સ્વામીએ અનસુયાને સમજાવી કે તેનો પ્રેમ ફકત અનસુયા પરજ છે. સરળ હૃદયની અનસુયા પાપી અતીતાનંદની વાકજાળમાં ફસાઈ.

એક સમયે વર્ષાના દિવસો હતા, અતીતાનંદ કોઇ શુભ દિવસ પર અનસુયાને જાત્રા કરવા જવાનું બહાનું કરીને જંગલમાં લઇ ગયો. ચાલતાં ચાલતાં પુરજોશમાં વહેતી નદી પાસે બન્ને જણા આવી પહોંચ્યા આ વખતે નદી પુરજોશમાં વહેતી હતી. વરસાદ પણ ધીમે ધીમે વરસતો હતો, સાયંકાળ થઇ જવાનો વખત હતો તે સમયે અતીતાનંદે અનસુયાને હવે શું કરવું તે વીશે પ્રશ્ન કર્યો.

'ત્યારે જો વરસાદ બંધ ન રહે તો વહાણમાં બેસીને આપણે

નદી ઓળંગી જઇએ. નહીતર વરસાદમાં પલળવાથી જો ઠંડી લાગી જશે તો માંદા પડવાનો સંભવ છે' પતિને સુખે સુખી અને દુઃખે દુઃખી થનારી અનસુયા બોલી.

અતીતાનંદ મનમાં વિચાર કરવા લાગ્યો કે અનસુયાનો કાંટો દૂર કરવાનો આ ઠીક લાગ આવ્યો છે તેથી તેણે કીનારે બાંધેલી એક હોડી છોડી લીધી અને તેમાં અનસુયાને બેસાડી તેણે નદી ઓળંગવાનો ડોળ કર્યો.

આ તરફ રાત્રિ ધીરે ધીરે વધવા લાગી. આકાશમાં વાદળા ચઢી આવ્યા પવનને લીધે વહાણુ હાલમડોલમ થવા લાગ્યું આથી અનસુયાના હૃદયમાં બીતિ ઉત્પન્ન થઇ.

અનસુયા વારંવાર કીનારા તરફ વહાણુ લઇ જવાની અતીતાનંદને આજીજી કરવા લાગી. પરંતુ નિષ્ઠુર હૃદયના અતીતાનંદે આજે અનસુયાને સદાને માટેથી તેના રસ્તામાંથી દૂર કરવાનો નિશ્ચય કર્યો હતો, તેથી તેના કહેવાને નહી ગણુકારતાં વહાણુ આગળ હાંકયેજ જતો હતો. વહાણુ જેવું મધ્યમાં આવ્યું કે તરતજ નિષ્ઠુર હૃદયના અતીતાનંદે અનસુયાને નદીમાં ફેંકી દેવાનો તેના મન સાથે વિચાર કર્યો. અતીતાનંદનો આ દુષ્ટ વિચાર જાણી જતાં તારાઓ ઝાંખા પડવા લાગ્યા થોડો સમય વિચાર કરી નિષ્ઠુર હૃદયના અતીતાનંદસ્વામીએ અનસુયાને ઉંચકીને નદીના અગાધ જળમાં ફેંકી દીધી. તે દીવસથી તે કયાં ગઇ તેનો પત્તોજ નથી.

જે સમયે બુરખાવાળી વ્યક્તિ આ બીના સર્વને જણાવતી હતી ત્યારે યોગિનીની આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલી રહ્યો હતો. જેટલાં તે સ્થળે હતાં તે બધા યોગિનીની આ દશા જોઇ વિસ્મિત

થઇ રહ્યાં હતાં. આમ કહી નિશ્વાસ નાખી તે બુરખાવાળી વ્યક્તિ બોલી ઉઠી "અમે ત્યારપછી તેની ઘણી તપાસ કરી પરંતુ તેનો પ-તો મળ્યો નથી માત્ર એટલું જાણુવામાં આવ્યું છે કે તે નદીમાં ડુબી ગઇ નથી પરંતુ જીવંત છે. આહ! તમો સર્વ ધ્યાન દઇને સાંભળો તે નરરાક્ષસના પંજામાં ગરીબ ગાય જેવી બાળાને સોંપનાર હું જ તે અભાગિણી અનસુયાનો ભાઇ કલ્યાણ છું" આમ કહી તે બુરખાવાળી વ્યક્તિ આક્રંદ કરવા લાગી.

આ શબ્દો સાંભળતાંજ યોગિની હવે ઝાઝો સમય હિંમત રાખી શકી નહી તેથી તે એકાએક ઉભી થઇ અને બુરખાવારી વ્યકિતના ચરણુમાં પડી બોલી ઉઠી કે 'ભાઇ! હું જ તમારી અભાગિની બ્હેન અનસુયા છું' આમ કહી તે કલ્યાણુને ગળે વળગી પડી.

બ્હેન જે દિવસે ગુરૂમહારાજે તને નદીમાંથી કાઢી હતી તે દિવસેજ મને તારો ચેહરો જોતા શંકા આવી હતી, પરંતુ ગુરૂમહા-રાજને તે વાત જણુાવતાં તેઓએ મને તે વિશે કાંઇપણુ પ્રશ્ન પુછવાની મના કરેલી હોવાથી મારે અને તારે સાથે રહેવા છતાં એક બીજાથી અજાણુ રહેવું પડયું' બુરખાવાળી વ્યક્તિ બોલી ઉઠી.

'ભાઇ! પરમાત્માનો ઉપકાર માનો કે છેવટે તેણે તમારો અને મારો મેરો કરાવ્યો. હશે! જેવી હરી ઇચ્છા. તે જે કરતો હશે તે જગતના સર્વ માનવીઓના હિતાર્થેજ કરતો હશે' યોગિનીએ કહ્યું.

આવી રીતે વાર્તાલાપ ચાલતો હતો તેવામાં એક અનુયાયીએ આવીને માતાની આરતિમાં ભાગ લેવા આવવા જણાવ્યું જેથી સર્વમંડળ જગતજનનીની આરતિમાં ભાગ લેવા ચાલ્યું ગયું.



# પ્રકરણ ૨૭ મું.

## દેવી મંદીર.

શાંતિકુંજમાં જ્યાં જન હિતના કાર્યો કરવા અને પતિતને સુનીતિ અને ધર્મને રસ્તે ચડાવવા યોગિની તેના ગુરૂમહારાજ અને યોગિનીના સહચારીઓએ થાણું નાખ્યું હતું. ત્યાં તેઓએ જગતજનની ભવાનીનું એક સુંદર વિશાળ દેવળ પણ ચણાવ્યું હતું. પાપી જનોને સદુપદેશ આપી જગતજનનીના પવિત્ર દર્શન કરાવી પાપકર્મમાંથી પાછા પગ લેવા માટે સમજાવવાનું કાર્ય યોગિની અને તેના સહચારીઓ આ સ્થળે કરી રહ્યાં હતાં.

આજકાલ ધર્મના નામે ચાલતા ધતીંગો, ધર્મને નામે ચાલતો વ્યભીચાર અને દુષ્ટ સાધુ સંન્યાસીના પાસમાંથી જગતના માનવીઓનો ઉદ્ધાર કરવા શાંતિકુંજવાસી સર્વ કોઇ તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે, અંધશ્રદ્ધાળુ ભક્તજનોને ધર્મગુરૂઓ, મહાત્મા અને સંતપુરૂષો ધર્મની અંધશ્રદ્ધામાં ફસાવીને માલમલીદા ઉડાવતા હતા. સમાજની વહુ દીકરીઓ કે જે તેઓ મહાત્મા, સંત પુરૂષ અને ધર્મગુરૂ હોવાનો દાવો કરતા હોવાથી તેમની પુત્રિ ગણાય તેમના રૂપ લાવણ્યમાં લટુ બની પોતાની તુચ્છ, ક્ષણિક વિષયવાંચ્છના પોષવા અંધશ્રદ્ધાળુ બાળાઓને તેમનાં વિષયમાં બલીદાન રૂપે હોમવા ઇચ્છતા હોવાથી તેમને ધર્મગુરૂ, મહાત્મા કે સંત પુરૂષ હોય તેવાને પરમાત્મતુલ્ય સમજી અતીતાનંદ જેવા ધર્મગુરૂઓ જે તન, મન, ધન અર્પણ કરવાના મંત્રો પઢાવી બિચારી અંધશ્રદ્ધાળુ બાળાઓના સતિત્વનો નાશ

કરી તેના સંસારને ઝેર સમાન બનાવતા હતા. તેમાંથી સર્વ કોઇને ઉગારી લેવાનો પ્રયત્ન યોગિની અને તેનું મંડળ કરતું હતું.

વાંચક ! આજકાલના ધર્મના નામે ચાલતા ધતીંગના જમાનામાં જેવી રીતે ખરો ધર્માત્મા માર્યો જાય છે અને ધર્મને નામે ધતીંગ ચલાવનારો ફાવી જાય છે તેવી રીતે તે સમયે સર્વત્ર અતીતાનંદ સ્વામીના અનુયાયીઓનો પ્રભાવ પડતો હતો. સત્યને માટે જાન આપવાની ઇચ્છા ધરાવતા આ શાંતિકુંજવાસીઓને તો તેઓના કાર્ય માટે ડગલે અને પગલે વિઘ્નો આવી નડતા હતા. છતાં પણ તેઓ હિંમત નહી હારતાં, કર્મણ્યેવ અધીકારસ્તુ મા ફલેષુકદાચન' એ ભગવાન શ્રી કૃષ્ણના સુત્રને વળગી રહી માત્ર તેમનો કર્મ કરવાનોજ અધીકાર છે તેમ સમજી તેમનું કાર્ય આગળ ધપાવ્યેજ જતા હતા.

સમય સંધ્યાકાળનો હોવાથી મંદીરમાં સર્વત્ર દિવાના પ્રકાશથી ઝગઝગાટ થઇ રહ્યા હતો. ધુપની સુગંધની ખુશબો આવી રહી હતી. સર્વ શાંતિકુંજવાસીઓ ત્યાં આવી જગતજનની મહામાયાની પ્રાર્થના કરી રહ્યા હતા. એક સેવક હાથમાં આરતિ લઇને ઉભો ઉભો યોગિનીના આવવાની રાહ જોઇ રહ્યો હતો. તેવામાં યોગિની તેની બે સહચરીઓ, કનક વિગેરે સાથે ત્યાં આવી પહોંચી. યોગિનીને ત્યાં આવતી જોઇ સર્વ શાંતિકુંજવાસીઓ જય જગતજનની જય અસુર મર્દની એમ કહી જગતજનનીના સ્તોત્રોનો ઉચ્ચાર કરવા લાગ્યા. યોગિની અને તેની સહચરીઓએ પણ માતાના સ્તોત્રો ઉચ્ચારવાનું શરૂ કર્યું કે તરતજ જે મનુષ્ય આરતિ લઇને ઉભો હતો તેણે માતાજીની આરતિ ઉતારવાનું શરૂ કર્યું.

થોડા સમય પહેલાં જય શાંતિનું સામ્રાજ્ય પથરાએલું જણાતું

હતું ત્યાં ડંકાના ગડગડાટ અને નગારાના ભડભડાટ થવા લાગ્યા. સર્વ શાંતિકુંજવાસીઓ માતાના સ્તોત્રો ગાવામાં લીન થઇ ગયા. આવી રીતે પાએક કલાક ચાલ્યું હશે ત્યારપછી સર્વ કોઇ આરતિ લઇને ચુપચાપ યોગિનીના તરફ એકીટસે જોઇ રહ્યા.

" યોગિનીના હર્ષનો આજે પાર નહોતો તેના મહોંપર તેના વિજયનું હાસ્ય ફરકી રહ્યું હતું. જોકે આજે યોગિનીને કાંઇ બોલવું ન હતું છતાં પણ તેમના અનુયાયીઓ કે જેણે સુધર્મ ફેલાવવા અને અનીતિને માર્ગે જતાં પામર મનુષ્યોને તે રસ્તે જતાં અટકાવવા કમરકસી છે તેઓ પ્રત્યે બોલી ઉઠયા, 'ભાઇઓ અને મારી સહચારીઓ આજે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આપણું કાર્ય પૂર્ણ થવાની તૈયારીમાં છે. તમો તમારા ચારિત્ર્યથી જગતના માનવીઓને બતાવી આપો કે સાચી જગતની સેવા કરવા ઇચ્છતા મનુષ્યોની પાસે તમો મિથ્યા આડંબર, મિથ્યા વાગજાળ અને ખોટા દંભ નહી જુઓ. જ્યાં તમોને આવો દંભ જણાય ત્યાં તમો છાતી ઠોકીને કહેજો કે આ સમાજની સેવા કરવાના બણગા ફુંકનાર મહાત્મન મહાત્મા કે સંત પુરૂષ નથી પરંતુ સમાજના ભોળા મનુષ્યોને તેની અમૃત જેવી મીઠી વાણીના બળે પોતાના સકંજામાં જકડી તેની કોઇપણ ઇચ્છા પુરી પાડનાર નરપિશાચ છે. ઇશ્વરના ભકતને કોઇની પરવાહ ન હોવી જોઇએ. તેતો ફકત જગતમાં કોઇથી નહી ડરતાં જે જગતના આદિ, મધ્ય ને અંતનો કર્તા છે તે જગતનિયંતા પરમાત્માના આદેશ અનુસાર જનસમાજની સેવા કરવામાંજ તેનું આયુષ્ય પુરૂં કરે છે. જે દંભી નથી, સત્યવકતા સદાચારી છે પછી તે ભલે ગમે તે હોય પરંતુ તે સાધુ પુરૂષ ગણાવાને લાયક છે.

આપણા સર્વનું કર્તવ્ય પ્રજાને હીતના રસ્તે લઇ જઇ જગતનું કલ્યાણ કેમ થાય તે છે. તેમાં કોઇની સ્વાર્થ વૃતિ કામ આવતી નથી. જે મનુષ્ય સ્વાર્થ વૃતિ રાખીને માનવ સેવા કરવા ઇચ્છે છે તે કદાપિ જન સેવા કરી શકતો નથી. માટે ઓ જન સેવા કરવાને તલપતા મારા સ્નેહીઓ, હું તમોને સ્નેહી કહેવાનું સાહસ એટલા માટે કરૂં છું કે મહાત્મા અને ઉદાર પુરૂષો તો સકળ સૃષ્ટિના મનુષ્યો તેના સ્નેહીઓ છે તેમ માને છે. તેથી હું પણ તમોને મારા સ્નેહીઓ કહું તેમાં ખોટું નથી. કારણ કે તમો સર્વ આ જન સેવા ઉદ્ધાર્થે થતા યજ્ઞમાં મારી આજ્ઞા પ્રમાણે તમારૂં કાર્ય કર્યે જાવ છો. માટે જો તમો જન સેવા કરવા ઇચ્છા ધરાવતા હો તો પ્રથમ તમારા સ્વાર્થને તિલાંજલી આપો. પરસ્પરના કુસંપને ત્યજો અને તમો સર્વ બાંધવો, એકજ જગનિયંતા પિતાના પુત્રો અને પુત્રિઓ અન્યોન્યની હુંફાળી ગોદમાં બેસો અને જુઓ કે તમો તમારૂં તો શું પણ સકળ માનવ જાતિનું કેવું કલ્યાણ કરી શકો છો.

સર્વજનો આવી રીતે યોગિનીના મુખમાંથી અમૃતસમાન વરસતા શબ્દો શાંત ચિત્તે શ્રવણ કરી રહ્યા હતા તેવામાં એક ભગવી કફની-ધારી સાધુ ત્યાં આવી પહોંચ્યો અને યોગિની પ્રત્યે નમન કરીને ઉભો રહ્યો.

તે આવનાર વ્યક્તિને ચુપચુપ ઉભો રહેલો જોઇ યોગિની બોલી ઉઠી. 'કેમ વિષ્ણુશાંતિ કેમ ઉભો રહ્યો છે? વારે જે કહેવું હોય તે સુખેથી કહે.'

'માતાજી આજનું તમારૂં સ્વરૂપ જોતાંજ મને સાક્ષાત અસુર મર્દની મહામાયાની પ્રતિ મૂર્તિ જણાતી હોવાથી હું આપના આવા

અદ્‌ભુત સ્વરૂપનું પાન કરવાને શાંત ચિન્તે ઉભો રહ્યો હતો. માતા! માતા! શું તેજ! શું તમારા મુખપર ઝરતું માધુર્ય? ગમે તેવા કઠણ હૃદયનો મનુષ્ય પણ તમારા દર્શનથી ઘી સમાન પીગળી જાય' આમ કહી તે યોગિનીના ચરણોમાં પડયો અને ચરણ રજ મસ્તકે ચડાવી પાછો યોગિની પ્રત્યે એક ચિન્તે જોઇ રહ્યો.

'કેમ પાછો ગાંડો બન્યો કે? વિષ્ણુ જગતજનની હું માત્ર માયાની જેવી પુત્રિ છું તેવાજ તમો સર્વ પુત્ર છો. મારામાં ને તમારામાં શો ભેદ છે? 'વિષ્ણુ! વિષ્ણુ! તારા આગમનનું કારણ જણાવ જોઇએ?' યોગિનીએ તે આવનાર વ્યકિત કે જેનું નામ વિષ્ણુ હતું તેને પૂછ્યું.

'માતાજી! તમારી આજ્ઞા પ્રમાણે અમો નીરૂપમાને લઇને મઠ પાસે ગયા હતા અને અમારા નિડર સેનાપતી કનકસીંહ તથા તેમના મીત્ર કે જેઓ પહેલાં અતીતાનંદસ્વામીના શિષ્યો હતા તે અતીતાનંદસ્વામીને આપણી યુકિતમાં સપડાવા માટે રવાના થઇ ગયા હતા. તેઓ જયાં અમો મઠ પાસે જઇ નીરૂપમાને મુડદાની પેઠે સુઇ રહેવાનું કહી છુપાઇ ગયા હતા ત્યાં અતીતાનંદસ્વામી સાથે અલ્પ સમયમાં આવી પહોંચ્યા. માતા! માતા! શું કહું? કહોને કે તેઓએ અતીતાનંદસ્વામીનો વિશ્વાસ મેળવ્યો અને તેને મઠ સુધી લઇ આવ્યા. પરંતુ જયારે મઠ પાસે આવી પહોંચતાં અતીતાનંદ સ્વામીએ નીરૂપમાનું મુડદું જોયું ત્યારે તેઓ ત્યાં બેભાન થઇને 'ઓ વહાલી બ્હેન તારી શું આ સ્થિતિ?' એમ કહેતાં પડી ગયા. માટે આપણે સર્વને સત્વરે ત્યાં જવાની જરૂર છે' આમ કહી તે શાંત રહ્યો.

'ચાલો! ચાલો! અતીતાનંદસ્વામીને સુપથપર ચડાવવાનો અમુલ્ય અવસર આવી પહોંચ્યો છે' આમ કહી યોગિની તેના અનુયાયીઓ સાથે મઠ તરફ રવાના થઇ ગઇ. પરંતુ આ શું? યોગિનીની સાથે હંમેશા જે બે તેની સહચરીઓ રહેતી હતી તેમાંથી એક કેમ?

વાંચક! તને વધુ વખત ભ્રમમાં નહી રાખતાં મારે અહીંજ કહી દેવું જોઇએ કે યોગિનીની બે સહચારીઓમાંની એક તેજ અતીતાનંદસ્વામીની બ્હેન નારૂપમાં હતી કે જે યોગિનીની સલાહથી અતીતાનંદને સુધારવા મઠ પાસે મુડદુ થઇને પડી હતી.



# પ્રકરણ ૨૮ મું.



## પશ્ચાતાપ.

જે સમયે અતીતાનંદસ્વામી બેહોશ થઇને જમીન ઉપર પડયા તેજ સમયે અતીતાનંદસ્વામી જે સ્ત્રીને મુડદું સમજીને બેભાન થઇ ગયા હતા તે ઉઠીને બેઠી થઇ ને અતીતાનંદસ્વામીને બે ભાન જોઇ તેને ભાનમાં લાવવા પ્રયત્નો કરવા લાગી. અતીતાનંદસ્વામીના અનુયાયીઓ પણ આમાં મદદ કરવા લાગ્યા. આવી રીતે સારવાર થયા પછી થોડા સમયે અતીતાનંદસ્વામીને કંઈ ભાન આવ્યું અને તે બંને આંખો બંધ કરીને બબડવા લાગ્યા 'નીરૂપમા! વહાલી બ્હેન નીરૂપમા! આ તારા નિષ્ઠુર ભાઇએ તને ઘણું કષ્ટ આપ્યું છે પરંતુ તને કષ્ટ આપવું તે મારી અંતરની ઇચ્છા ન હતી. પિતાજીની સર્વ સંપત્તી દારૂ અને દુષ્ટ મીત્રોની સંગતીમાં ઉડાવી દીધાથી હું

તે સમયે ભાન ભુલી ગયો અને મારી ગરીબ ગાય જેવી લાડકી બ્હેનપર ભયંકર અત્યાચારો ગુજારવાને પણ તૈયાર થઇ ગયો હતો. નીરૂપમા! નીરૂપમા! તારા જેવી દયાની દેવીનો ભાઇ કહેવડાવવાને પણ હું લાયક નથી. બ્હેન! હું નહોતો ધારતો કે તારી આવી દશા થશે હું નહોતો ધારતો કે તું તારા ભાઇને સુધારવા માટે જંગલે જંગલ રખડતી, ભટકતી મારા મઠ પાસે આવવાનું સાહસ કરશે! કહે?–બ્હેન એકવાર કહે? કે તારા પ્રાણ લેવાની હિંમત કરનાર કોણ હતું? શું તે નિર્દયને તારા જેવી સુકોમળ બાળાના પ્રાણ લેતાં જરા પણ દયા ન આવી? હા! શું આ શબ્દો ઉચ્ચારવાને હું લાયક છું? શું આ શબ્દોથી શિખામણ આપવાનો મને હક છે? શું મેં નીરૂપમા જેવી સુંદર નવયોવના બાળાઓને અકાળે છુંદી નાંખી નથી? પણ જ્યાં તારૂં કોઇ રક્ષક ન હતું ત્યાં આવું બને તેમાં શોક શો? નીરૂપમા! મારી વ્હાલી બ્હેન! હા ખરેખર શું તું આ સંસારમાં નથી? 'અને......'

અતીતાનંદસ્વામી આમ બોલતો જતો હતો ત્યાં એકાએક યોગિની તેના અનુયાયીઓ સાથે આવી પહોંચી અને બોલી ઉઠી 'જો હજુ પણ તું નીતિને રસ્તે ચાલવાને બંધાતો હોય, હજુ પણ કુકર્મોનો ત્યાગ કરવા ઇચ્છતો હોય તો તારી બ્હેન તને આ ક્ષણેજ મળી શકે તેમ છે.'

આ શબ્દો સાંભળતાંજ અતીતાનંદસ્વામી ચમકી ઉઠયો, તેને એમ લાગ્યું કે જાણે નીરૂપમાંજ કેમ ના બોલતી હોય! તેથી તેણે આંખો ઉઘાડી પરંતુ ત્યાં ફકત ભૈરવી સિવાય કોઇપણ જણાયું નહીં. ત્યાં ન હતી પેલી લાસ કે ન હતા અતીતાનંદસ્વામીના અનુયાયીઓ ફકત ત્યાં યોગિનીને ઉભેલી તેણે જોઇ.

આ દૃશ્ય જોઇ અતીતાનંદસ્વામી દીવાનાની માફક આમ તેમ જોવા લાગ્યો ત્યારે યોગિની તેને ઉદ્દેશીને બોલી ઉઠી 'અતીતાનંદસ્વામી! જુઓ તમારા કૃત્યોથી તમારી કેવી દુર્દશા થઇ રહી છે, તમારી પાસે પુષ્કળ ધન હશે અને છે તે હું સારી રીતે જાણું છું પરંતુ એટલું તો કહો કે તે ધન હોવાથી શું તમારા હૃદયમાં શાંતિનો નિવાસ છે?

જરા વિચારો! વિચારો! તમો સમજી શકો છો કે તમારા તે કુકર્મનું ફળ કેવું ભયંકર તમોને જણાય છે, તમારી તે દુષ્કર્મોને લીધે જગતમાં કેવી નીંદા થઇ રહી છે તેનો જરાએ તમોને ખ્યાલ છે કે? તમારી સ્ત્રી તમારી પાસે નથી. તમારી બ્હેન તમોને તજીને ચાલી ગઇ છે. સંસારમાં તમારૂં મોં બતાવવું પણ તમને ભારી પડે છે. અતીતાનંદસ્વામી! હજુ પણ તમે એમ સમજતા હશો કે જ્યાંસુધી તમારા અનુયાયીઓ છે ત્યાંસુધી તમારૂં કોઇ અનિષ્ટ કરી શકે તેમ નથી. તેમની અઢળક ધન સંપતી એ તમારૂં મોટું બળ છે તોપણ જો તમો વિચાર કરશો તો જણાશે કે તમારા પક્ષમાં અત્યારે કોણ છે? કોણ અત્યારે તમારી આજ્ઞાનો અમલ કરવાને હાજર છે? અતીતાનંદસ્વામી! જ્યાં આપણા આપણા ન થયા ત્યાં પારકા કયાંથી થવાના છે? શું તમારા સર્વ સેવકો તમારી આજ્ઞાને વેદ વાક્ય માનવાને અત્યારે તૈયાર છે?

અતીતાનંદસ્વામી! હજુ કાંઇ બગડી નથી ગયું. હજુ પણ તમો ધારો તો કુમાર્ગને તજી સુમાર્ગપર આવી શકો છો. જરા વિચાર તો કરો કે તમોએ તમારી સ્ત્રીને ફક્ત તમારી વિષય લાલસા તૃપ્ત કરવામાં વ્યભિચારના ફંદામાં પડતાં બચવાની વિનંતી કરતી હોવાથી

નિર્દય બનીને કેવી નિર્દયતાથી નદીના પ્રવાહમાં ફેંકી દીધી છે? શું વિશ્વાસ કરવાનું આજ ફળ મળે છે કે? તમો જેનાપર વિશ્વાસ રાખો તે આમ કરે તો તમો પસંદ કરો કે? તે ગરીબ બિચારી સાધ્વી નારીએ તમોને તન, મન, પ્રાણ સર્વ અર્પણ કર્યું તેનું જ એ ફળ હતું કે? જે પ્રમાણે તમે તેનાપર અત્યાચાર કરતા ગયા, તેમ તેમ તે સહનશીલતાની મૂર્તિ સમાન પતિ તેજ પરમેશ્વર માનનારી અબળા વધારે સહન કરતી ગઇ અને તમારાપર વિશ્વાસ રાખ્યો એજ વિશ્વાસને લીધે જ્યારે તમો કુમાર્ગી બન્યા તોપણ તેણે તમારો આશ્રય ન છોડયો. તેનું તમોએ તેને નદીમાં ફેંકી દેવાનું જ ફળ આપ્યું કે? વાહ! વાહ! અતીતાનંદસ્વામી જટા વધારી તમોએ સાધુનો વેશ ધારણ કર્યો પરંતુ શું તમો સાધુ જેવાં કર્મો કરો છો કે? અતીતાનંદ! જે થવાનું હતું તે થઇ ગયું પરંતુ હજુ પણ જો ચેતીને સુમાર્ગે ચાલવું હોય તો કંઇ બગડી ગયું નથી. સર્વ હતું તેવું થઇ શકે છે. જો સદાચારી થવું હોય તો બ્હેન અને પત્નિને પણ મેલવી શકો છે. કહો! કહો! અતીતાનંદસ્વામી જલદી કહો કે તમારી શું મરજી છે? સંસારમાં રહીને સુખ ભોગવવું છે કે રાજ દંડ પામીને પ્રાણ ગુમાવવો છે? યોગિની આટલું બોલીને ચુપચાપ અતીતાનંદસ્વામીના મોં તરફ જોવા લાગી. અતીતાનંદસ્વામીની દશા અત્યારે વિચિત્ર થઇ રહી. હતી તે બોલવા ઇચ્છતો હતો પરંતુ કાંઇ બોલી શકતો ન હતો. થોડો સમય આમ પસાર થઇ ગયો તરતજ યોગિની બોલી ઉઠી.

'અતીતાનંદસ્વામી! પત્નિને નદીમાં પધરાવી યથેચ્છ રંગરાગો માણી ધન ખલાસ થતા સુરેન્દ્રસીંહના દરબારમાં સાધુ પુરૂષ તરીકે

આવી પહોંચી પોતાની વિદ્વતા જણાવી મહારાજા સુરેન્દ્રસીંહને વિદ્વતામાં ખુશ કરી. રાજ્યગુરૂ બન્યા પછી પણ તમારી ભોગવિલાસ ભોગવવાની વાંચ્છનાનો નાશ ન થયો કે ? રાજ્ય ગુરુ બન્યા પછી સર્વ પ્રજાજનોની પુત્રિઓ કે જે તમારી પુત્રિઓ ગણાય તેઓના શિયળનું બલિદાન ફક્ત તમારી વિષયવાંચ્છના પૂર્ણ કરવામાંજ લેવાં લાગ્યા. તેના માટે મહારાજા સુરેન્દ્રસીંહને તપ કરવાનું બહાનુ કાઢી જુઠું સમજાવી પોતાને ગામની બહાર પોતાની વિષય લાલસા પોષવાનું સુગમ પડે એટલે મઠ ચણાવ્યો અને ત્યાં હજારો બાળાઓના શિયળનો નાશ કરવા લાગ્યા કે ? ધીક્કાર હજો તેવા નર પિશાચને ધર્મને નામે ધતિંગ ચલાવી રાજ્યગુરૂ એટલે પરમેશ્વર તુલ્ય તેમ અંધ શ્રદ્ધાળુ અનુયાયીઓને સમજાવી તન, મન, ધન અર્પણ કરવાની દીક્ષા આપનાર સમાજના શત્રુ અતીતાનંદસ્વામી લ્યાનત હજો તમારી જાતપર. અતીતાનંદ ? આટલાથી પણ નહી ધરાતાં જે દયાળુ રાજાએ તમને આશ્રય આપ્યો હતો તેને પણ કેદી બનાવી રાજ્યાસને બેસવાની રાક્ષસી મહત્વકાંક્ષા ધરાવતાં તમને સર્પ પણ કેમ ન કરડયો ? શું આ તેજ વિશ્વાસઘાતક નર પિશાચ, શિયળ ભક્ષક અતીતાનંદસ્વામી છે કે જે અત્યારે પાગલ બની સાંભળી રહ્યો છે. કહો ! કહો ! અતીતાનંદસ્વામી કહો કે તમારી શું ઇચ્છા છે ? અનીતિનો રસ્તો તજી નીતિને પંથેચાલવું છે કે યમદેવના દરબારમાં તમારા પાપકર્મોનો હિસાબ આપવા રવાના થવું છે ?

આવી રીતે કહી યોગિની શાંત થયા પછી ઘણા સમયે અતીતાનંદસ્વામી બોલી ઉઠયા; હું પણ હવે જાણી ચુકયો છું કે મારા દિવસો હવે ભરાતા જાય છે. મારા સર્વ ગુપ્ત સ્થાનોનો ભેદ શત્રુ

ઓ જાણી ગયા છે, પણ શું તમો સત્ય કહો છો કે જો હું આ રસ્તાનો ત્યાગ કરૂં તો રાજ્ય દંડથી બચી શકું? અને આગળની પેઠે મારૂં જીવન ગાળી શકું? શું તમો ખાત્રી આપો છો કે મારાં આ કર્મોનો ત્યાગ કરવાથી મને મારી પત્નિ ને બ્હેનનો મેલાપ થશે?'

તેમાં અશકય શું છે? અતીતાનંદસ્વામી! તમોએ મોહિની માટે તમારી સ્ત્રીનો ત્યાગ કર્યો પરંતુ શું વેસ્યા તે કોઇની સગી થઇ છે તે તમારી થાય? યોગિનીએ કહ્યું.

અતીતાનંદસ્વામી ગુપચુપ યોગિનું કહેવું સાંભળતા હતા. એના મોંમાંથી એક પણ શબ્દ નીકળતો ન હતો. એમજ માનોને કે તેની અત્યાર પૂર્વની સઘળી શકિતઓ હણાઇ ગઇ હતી. તેના મનમાં યોગિની સંબંધીજ વિચારો આવ્યા કરતા હતા. છેવટે તે વિચારના વમળને અટકાવીને બોલી ઉઠયો 'જો કે તમારૂં કહેવું દરેક રીતે માનવા યોગ્ય છે તોપણ જ્યાંસુધી મને તે બાબતપર વિશ્વાસ આવે નહીં કે હું પૂર્વના જેવીજ સ્વતંત્રતા ફરીથી મેળવી શકીશ ત્યાંસુધી હું તમારા કથનપર વિશ્વાસ મુકી શકતો નથી. પરંતુ અત્યારે ને આ ક્ષણેજ હું તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે જે વખતે મને તમારા શબ્દોપર વિશ્વાસ આવશે તેજ સમયે હું આ માર્ગનો ત્યાગ કરીશ.'

અતીતાંનંદસ્વામીના આ પ્રશ્નનો ઉત્તર દેવા યોગિની જતી હતી તેવામાં એકાએક પાછળથી અવાજ આવ્યો કે 'અવસ્ય તેમજ થશે. ત્હારી સ્વતંત્રતા અને સ્ત્રી બંને તને સાથેજ મળશે.'

અતીતાનંદસ્વામી અને યોગિની આ શબ્દો સાંભળી ચમકી ઉઠયાં અને જે દીશામાંથી અવાજ આવ્યો તે તરફ જુએ તો યોગિરાજને આવતા જોયા. યોગિની તેના ગુરૂદેવના ચરણમાં પડી. અતીતાનંદસ્વામી તો આ દૃશ્ય જોઇ પુતળાની માફક ઉભો રહ્યો તેને આવી રીતે ઉભો રહેલો જોઇ યોગિરાજ બોલી ઉઠયા 'કેમ ! વિચાર કરો છો ? પાપ માર્ગ તજવાનો કેઃ—' વચ્ચમાંજ યોગિની બોલી ઉઠી.

'એમજ સમજો' અતીતાનંદે ઉત્તર આપ્યો.

'અહાહા ! જે દિવસે તમો નિશ્ચય કરો કે તમોએ કુમાર્ગનો ત્યાગ કર્યો છે અને સુમાર્ગપર આવ્યા છો. તે દિવસને હું ધનભાગ્યનો સમજુ છું. તે દિવસે હું જગતજનની જગદંબાનું પુજન કરૂં પરંતુ હા ! ક્યાં એ દિવસ કે હું તમોને પાપાચારના રસ્તામાંથી સદાચારને રસ્તે લઇ ગયલા જોઇશ ? અતીતાનંદસ્વામી ! હજુ પણ ભુલનો પશ્ચાતાપ કરી સન્માર્ગે જવાય તો કાંઇ ખોટું નથી, હજુ પણ ચેતો, ચેતો. હજુ પણ કંઇ બગડી ગયું નથી, યોગિનીએ કહ્યું.

ત્યારપછી યોગિની યોગિરાજ પ્રત્યે બોલી ઉઠી. અતીતાનંદસ્વામીનું એમ કહેવું છે કે તેમને સંપૂર્ણ વિશ્વાસ બેસી જાય કે આની પછી મારી સ્વતંત્રતા લુંટી લેવામાં નહી આવે, અને મારી સ્ત્રીનો મેલાપ થશે તો હું આજથી પાપાચારના રસ્તે જવાનું માંડી વાળું છું. તમારામાંથી કોઇ મેં કહ્યું તેની સંપૂર્ણ ખાત્રી આપે તેમ છે કે ?

'કેમ નહી તે કામ હું મારા માથે લઉં છું કે અતીતાનંદને તેની પહેલાના જેવીજ સ્વતંત્રતા પ્રાપ્ત થશે અને તેને તેની સ્ત્રીનો પણ મેલાપ થશે' યોગિરાજ બોલ્યા.

'હેં! શું એ જીવતી છે? શું ખરેખર તે જીવે છે? શું તે નદીના પ્રવાહમાંથી બચી શકી? તેમ બનવું તો તદ્દન અશક્ય હતું" અતીતાનંદે પ્રશ્ન કર્યો.

'અતીતાનંદ! ઇશ્વરનો મહીમા અગાધ છે. તેની ઇચ્છાની વિરૂદ્ધ ચાલનારા ખત્તા ખાય છે. મારવાવાળાથી જીવાડનાર હંમેશાં બળવાન હોય છે' યોગિરાજે કહ્યું.

'શું તમો ખરેખર સત્ય કહો છો? શું હું મારી સાધ્વી પતિવ્રતા પત્નિને મેળવી શકીશ? હા, મેં તેના સદુપદેશની અવગણના કરી તેને કેટલી સતાવી છે' આમ અતીતાનંદ બોલવા લાગ્યા.

અતીતાનંદસ્વામી આમ બોલતા હતા ત્યાં અધવચ્ચમાં અટકાવી યોગિરાજ બોલી ઉઠયા 'અતીતાનંદ! તને સર્વ કોઇ એવોજ ઉપદેશ આપી રહ્યા છે કે તું આ માર્ગનો ત્યાગ કરી સન્માર્ગને ગ્રહણ કર. તારો આ જન્મ સાર્થક કર.'

'તમો સર્વ મને મારો આ માર્ગ તજી સન્માર્ગ ગ્રહણ કરવાની શા માટે ભલામણ કરી રહ્યા છો તેની મને કાંઇ ખબર નથી પડતી. મને આટલી બધી સહાય આપવાની તમોને શી જરૂર? તમારો અને મારો શું સંબંધ છે? તમો સર્વ મારી પાછળ ભુતની માફક શા માટે પડયા છો? આમ મારી પાછળ પડવામાં તમારો શું ઉદ્દેશ છે?' અતીતાનંદસ્વામી બોલી ઉઠયા.

અતીતાનંદ! સાધુ, સંન્યાસી અને ધર્મગુરૂઓનો તો એજ ધર્મ છે કે સદા સર્વદા જગતના માનવીઓને સદુપદેશ આપી સુરસ્તે ચડાવવા. શું તમો ધર્મગુરૂ હોવા છતાં આટલું સમજતા નથી? હા, પણ તમો ક્યાંથી જાણી શકો! કારણ કે તમે તો ધર્મગુરૂ

તરીકે તમારા શિષ્યોને તન, મન, ધન અર્પણ કરવાનોજ ગુરૂમંત્ર આપતા હતા તે આ જગતના માનવીઓની સેવા કરવાનું દુર્લભ સુત્ર ક્યાંથી જાણે ? અતીતાનંદ! સદા સર્વદા જગતના માનવીઓનું કલ્યાણ કરવા તત્પર રહેવું તેજ સાધુ, સંન્યાસીઓ, મહાત્માઓ, અને ધર્મગુરૂઓનું પ્રાધાન્ય કર્મ અને ધર્મ છે. ધર્મગુરૂ અને મહાત્મા અથવા સાધુઓએ જે કાર્યથી જગતના માનવીઓને લાભ થાય તેજ કાર્ય કરતા રહેવું જોઇએ. દુરાચારીઓને સદાચારી બનાવી તેમના જીવનને ઉંચ પંથે લઇ જવાનો માર્ગ બતાવવો તેજ સાધુ, સંન્યાસીઓ, મહાત્માઓ અને ધર્મગુરૂઓનું કર્તવ્ય છે. તેજ તેઓનો ધર્મ, કર્મ અને સર્વ તેમના જીવનનો ધર્મ છે. પરોપકાર એજ અમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. એજ કારણથી અમો ઇચ્છીએ છીએ કે તમો દુરાચારના પંથને તજી સદાચારનો માર્ગ ગ્રહણ કરી તમારી અત્યારની સ્થીતિ કરતાં કંઇક ઉંચ સ્થીતિએ આવો' યોગિનીએ જવાબ આપ્યો.

'સંસારમાં સુખ પ્રસરાવવું તે જો સાધુ સંન્યાસીઓનો ધર્મ છે તો તમે મને કાળના મોંમાં નાંખવાનો શા માટે પ્રયત્ન કરી રહ્યા હતાં. શું એનું નામજ પરોપકાર કે? અતીતાનંદે પૂછ્યું.

'જો અમારી ઇચ્છા એવીજ હોત તો તમો ક્યારનાએ રાજ્ય દંડ પામ્યા હોત. પરંતુ અમે તમારા શત્રુ નથી. તમો દુરાચારીનો માર્ગ તજી તમારા કુટુંબ પરીવાર સાથ સુખમય જીવન ગુજારો તેમ અમે ઇચ્છીયે છીએ' યોગિની બોલી.

'જો તમો મારા હીતસ્વી હો તો તમારી મને પુરેપુરી ઓળખાણ આપો" અતીતાનંદસ્વામીએ કહ્યું.

જ્યાં સુધી તમને અમારાપર દૃઢ વિશ્વાસ નથી ત્યાંસુધી અમે અમને તમારો પરિચય આપી શકતા નથી. તેમ અમને પણ જ્યાંસુધી તમારી સંપૂર્ણ ખાત્રી નથી થઇ કે તમો આ દુરાચારીનો ધંધો તજી દેશો ત્યાંસુધી અમારો પરિચય આપવો તદ્દન અસંભવીત છે' યોગિનીએ કહ્યું.

આ શબ્દો સાંભળી અતીતાનંદસ્વામી કેટલોક વખત સુધી ચુપ રહ્યા ફરી કંઇ વિચાર આવતાં બોલી ઉઠયા 'મારા પાંચ સાથીઓ ક્યાં ગયા?

'તમો તમારા અનુયાયીઓને બોલાવો. તેઓ અવશ્ય તમારી પાસે આવશે' યોગિનીએ કહ્યું.

એજ વખતે અતીતાનંદસ્વામીના બોલાવ્યા સિવાય પાંચે જણા ત્યાં આવીને હાજર થયા અને તેમાંથી આપણો પૂર્વ પરિચિત કનકસીંહ યોગિનીનો મદદગાર અતીતાનંદસ્વામી પ્રત્યે બોલી ઉઠયો 'આજે અમોને તમો દુરાચારનો રસ્તો અને મારફાડનો ધંધો તજી દેવા ચાહો છો તે સાંભળી અત્યારે અત્યંત આનંદ થાય છે જો કે આ સાંભળીને ઘણાઓ દીલગીર પણ થશે પરંતુ મારૂં માનવું તો એમ છે કે તેઓને સન્માર્ગે લાવવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. તેમ છતાં પણ જો તેઓ ન માને તો તેમનો ત્યાગ કરી આપણે તેમનાથી અલગ થઇ જવું તેજ આપણા માટે વધારે શ્રેયકર છે. એમાંજ આપણા સર્વનું કલ્યાણ છે. નહીં તો હવે અન્ય કંઇ રસ્તો નથી.

બલભદ્રએ પણ કનકની વાતને અનુમોદન આપ્યું. બીજાઓ પણ ત્યાં હાજર હતા. તેઓએ પણ હવે પોતાનો બચવાનો એકે ઉપાય નહીં હોવાથી કનકના વિચારનેજ સંમતી આપી.

જ્યાં સુધી આ લોકો બોલતાં હતા ત્યાંસુધી અતીતાનંદ-સ્વામી મૌન ધારણ કરીને તેમની વાતો સાંભળ્યા જતા હતા તેવામાં યોગિનીની સહચારીમાંથી એકે તેણે ધારણ કરેલી ભગવી કફની ફેંકી દીધી અને અતીતાનંદસ્વામી પાસે જઇ ઉભી રહી. અત્યારે યોગિનીની આનંદનું કંઇ પ્રમાણજ ન હતું. અતીતાનંદસ્વામી પણ નીરૂપમાને જોઇ આનંદ મગ્ન થઇ ગયા અને નીરૂપમાની પીઠ પર હાથ ફેરવતાં બોલી ઉઠયા 'નીરૂપમા મારી વ્હાલી બ્હેન! તારૂ શબ જોઇ હું બહુજ દુ:ખી થયો હતો પરંતુ એકાએક તારૂં મુડદું આશ્ચર્યરૂપ ગેબ થઇને યોગિની સ્વરૂપે જણાયું એ જોઇ મને બહુજ નવાઇ લાગી. બ્હેન તેં યોગિની રૂપે મને ઉપદેશ આપ્યો તેથી તારા પુણ્ય પ્રતાપે આજે હું કુકર્મોનો ત્યાગ કરી સત્કર્મોના રસ્તાપર આવવા ઇચ્છું છું.

આ શબ્દો સાંભળતાંજ સર્જનોએ 'યોગિરાજની જે બોલાવી' યોગિનીના હૃદયમાં આનંદનો ઝરો આ શબ્દો સાંભળતાંજ વહેવા લાગ્યો, કારણ કે તેને આ શબ્દો સાંભળતાંજ જણાયું કે હવે તેનું કાર્ય પુર્ણ થયું છે. તેણે એક દુરાચારી વિષયાંધ, ધર્મગુરૂને સન્માર્ગે પ્રેર્યો છે.

'ભાઇ પ્રતાપ મારો નહિ પણ આ યોગિનીનો છે' નીરૂપમા બોલી.

'નીરૂપમા! એ કોણ છે?'

'તે પણ સમય આવશે ત્યારે જણાશે' નીરૂપમાએ કહ્યું.

'તેવો સોનાનો સૂર્ય ક્યારે ઉગશે?' અતીતાનંદસ્વામીએ પુછ્યું.

'જ્યારે તમે આ સર્વ ધુંટારાનો સંગ તજી દેશો ત્યારે.'

'આજ સમયે હું તેઓના સંગથી મુક્ત થાઉં છું.' તેમ કહી તેણે કનકને સીટી બજાવવાનું કહ્યું સીટીનો અવાજ સાંભળતાંજ થોડા સમયમાં અતીતાનંદસ્વામીના સ્ત્રિ અને પુરૂષ અનુયાયીઓ ત્યાં આવતા જણાયા.



# પ્રકરણ ૨૯ મું.



## અતીતાનંદનું પૂર્વજીવન.

થોડાજ સમયમાં ત્યાં આગળ સાધુના વેશમાં રહી અતીતાનંદની આજ્ઞા મુજબ મારફાડનો ધંધો કરનારા બીજા કેટલાક લુંટારાઓ આવી પહોંચ્યા જેઓને સત્વરે બોલાવી લાવવા માટે થોડાક લુંટારાઓને રવાના કર્યા. અલ્પ સમયમાંજ અતીતાનંદના સાધુ વેશ ધારી હોવા છતાં ભયંકર કુકર્મ કરનારા અનુયાયીઓનું મોટું ટોળું ત્યાં એકઠું થઇ ગયું.

આ સમયે યોગિનીની આજ્ઞાથી મહારાજા સુરેન્દ્રસીંહ કુમાર લાવણ્યસીંહ, હંસા અને રમાને લઇને એક સાધુ વેશ ધારી યોગિનીનો અનુયાયિ પણ ત્યાં આવી પહોંચ્યો.

સમસ્ત જનોના આવી જવા પછી યોગિની હાસ્યથી મંદમંદ ખીલી રહેલી મુખમુદ્રાએ ઉઠીને ઉભી થઇને બોલી ઉઠી, આજનો દિવસ અપૂર્વ આનંદજનક છે કારણ કે અતીતાનંદ સ્વામી પોતાનો અત્યારે દેખાતો કપટી વેશ ત્યજી સન્માર્ગને ગ્રહણ કરવાની ઇચ્છા દરાવવાની સાથે અત્યાર સુધી જેઓએ નીમકહલાલીથી તેમની સેવા

બગાવી છે તેઓને પણ સન્માર્ગે લઇ જઇ તેઓની ઉન્નતિ કરવા ઇચ્છે છે.

યોગિનીના આ શબ્દો સાંભળતાજ સર્વ આશ્ચર્ય ચકીત બની ગયા અને પુજ્ય ભાવથી તેઓ યોગિનીની તરફ આનંદ જનક દષ્ટિએ જોઇ રહ્યા.

તમારે કોઇએ મારા આ શબ્દોથી આશ્ચર્ય પામવાની જરૂર નથી, કારણકે આ સંસારની નૌકા પરિવર્તનશીલ છે. એમાંની સર્વ વસ્તુઓ પર્યાજ કરે છે તેજ નીયમાનુસાર અતીતાનંદ સ્વામીના હૃદયમાં પણ આજે ફેરફાર થયો છે તેથી તેઓ આજે, અત્યારે અને આ ક્ષણેજ અનીતિના પંથનો અને કુકર્મો કરવાની ઉમેદવારી તજવાને તૈયાર થયા છે. વિધાતાનો મહીમા અપરંપાર છે. તેના મહીમાને-તેના વિધાનનો પાર પામવાને કોણ સમર્થ છે ? તે શું કરવા ઇચ્છે છે તે કોણ જાણી શકયું છે કે અત્યારે આપણે વાર્તાલાપ કરી રહ્યા છીએ અને ક્ષણ પછી શું બનશે તે કોણ જાણવાને શક્તીમાન છે ? એજ પ્રમાણે અતીતાનંદ સ્વામી એક નહીં પરંતુ સમસ્ત તેના અનુયાયીઓ પણ કુકર્મ કરવાના ઇજારાને તીલાંજલી આપી વ્યથાથી પિડીત માનવોની સેવા કરવાનું બીડું ઝડપે તેમ હું ઇચ્છું છું, કારણ કે પાપનું ફળ અવશ્ય મળ્યા વિના રહેતુંજ નથી.

જો કે અત્યારસુધી,તેઓ નીર્વિઘ્ને પોતાના દિવસો પસાર કરતા આવ્યા છે છતાં પણ એવો કંઇ નિયમ નથી કે સઘળા દીવસો સરખાજ ચાલ્યા જાય. તેઓ એમ કેમ જાણી શકે કે તેઓના માટે એક દીવસ એવો પણ આવશે જયારે તેમના પાપનો ઘડો સંપુર્ણ થઇ ફુટી જતાં તેઓ સમાજ અને રાજ્યના ધીક્કારને પાત્ર થઇને

ભયંકર શિક્ષા નહીં ભોગવે. એના કરતાં જો અત્યારેજ આગળથીજ પોતાની ભુલ સમજી જઇ કરેલી ભુલનો પશ્ચાતાપ કરી પોતાનું જીવન સુખરૂપ ગુજારવા પ્રયત્ન કરે તો શું ખોટું છે? આની સાથે હું તેઓ સર્વને એટલું વચન આપું છું કે જો તેઓ અત્યારેજ તેઓના કુકર્મોનો ત્યાગ કરવાને તૈયાર હોય તો હું મારાથી બનતી દરેક પ્રકારની મદદ તેઓને આપવાને તૈયાર છું. આમ કહી યોગિની બેસી ગયા.

યોગિનીના બેસી જવા પછી થોડાજ સમયમાં અતીતાનંદસ્વામી ઉભા થયા અને તેઓને ઉભા થયલા જોઇ તેના અનુયાયીઓ તેના શબ્દોનું પાન કરવા એકીટસે તેની સામે જોઇ રહ્યા. છેવટે સર્વની ઉત્સુકતા વચ્ચે અતીતાનંદસ્વામી બોલી ઉઠ્યા તમો સર્વને આ સાંભળીને આશ્ચર્ય થતું હશે કે આજે આ શું થઇ રહ્યું છે પરંતુ જે યોગિની જણાવી ગયા તે સત્ય છે હું આજથી આ અનીતિનો માર્ગ તજી નીતિને માર્ગે જવા ચાહું છું. મારા અનુયાયીઓ જેઓ અત્યાર સુધી મારી સાથે વફાદારીથી રહ્યા છે તે સર્વને પણ હું આ કુકર્મોનો ત્યાગ કરી સન્માર્ગ ગ્રહણ કરવાની ભલામણ કરૂં છું. આમ કહી અતીતાનંદ સ્વામી બેસી ગયા.

અતીતાનંદ સ્વામી! જો તમો તમારૂં પૂર્વ જીવન જણાવવા કૃપા કરશો તો મને આશા છે કે તમારા જીવનનો દાખલો લેવાથી કેટલાક મનુષ્યોનું કલ્યાણ થશે માટે જો તમોને તમારૂં પૂર્વ જીવન જણાવવામાં કાંઇ હરકત ન હોય તો જણાવવા કૃપા કરશો. મહારાજા સુરેન્દ્રસીંહે કહ્યું.

મહારાજા તમોએ મને યોગ્ય પ્રશ્ન કર્યો છે. મારા જીવનમાંની મુખ્ય બેચાર જાણવા જેવી બાબતોનું હું તમોને વર્ણન કરી બતા-

વીશ. મને સંપૂર્ણ ખાત્રી છે કે તેમાંથી પણ આ લોકોને કંઇ ઉપદેશ મળી આવશે એમ કહી નીચે મુજબ તેણે તેનું વૃતાંત કહ્યું.

મારો જન્મ એક કુળવાન કુટુંબમાં થયો હતો, પિતા ધનાઢય હતા. મારે કોઇપણ વાતની ચિંતા ન હતી. પિતાજી ધન ઉપાર્જન કરતા હતા, તેમ હું ધનનો વ્યય મોજશોખ પુરો કરવામાં કરતો હતો. મેં મારી બાલ્યાવસ્થા લાડ કોડમાંજ પસાર કરી હતી. મારાં માતાપિતાએ તેમની સ્થિતિના પ્રમાણમાં મને લાડ લડાવ્યા પણ તે લાડ મારે માટે ઝેર સમાન થઇ પડયા. મારા પિતા ધનથી ગર્વિત બની ગયેલા હોવાથી મને ઝાઝું શિક્ષણ આપ્યું નહીં અને આજ મારા વિનાશનું મુળ હતું. મારી મરજી પ્રમાણે ધનનો હું વ્યય કરતો હોવાથી હું કુમાર્ગે ચડયો. ખરાબ મિત્રોની સોબત થઇ, તેઓ મને દિવસે દિવસે વધારે અનીતિને રસ્તે લઇ જતા હતા, તેઓની પાસેથીજ હું મદિરા પાન અને વેસ્યા ગમન કરતા શીખ્યો. મારા પિતા મારી આવી વર્તણુંક જોઇ ઘણાજ દુઃખી થતા હતા તેથી તેમણે તેમના મનમાં વિચાર કર્યો કે, મારા લગ્ન કરવાથી હું કંઇ રસ્તાપર આવીશ તેથી એક સ્વરૂપવાન કન્યા સાથે મારા થોડાજ સમયમાં લગ્ન કરી નાંખ્યા. ઘરે ઉર્વશીની હરિફાઈ કરે તેવી સ્વરૂપ સુંદર પત્ની હોવા છતાં હું મારો ઘણો ખરો સમય મારા કુમિત્રોની સાથે વેશ્યાઓના ઘરે વ્યતિત કરવા લાગ્યો. આથી મારા પિતાને ઘણું દુઃખ થવા લાગ્યું. તેઓએ મને ઘણો સમજાવ્યો પરંતુ હું એકનો બે ન થયો.

એક દિવસ મારા મિત્રો કે જેઓએ મને મેના નામની વેશ્યાના પ્યારમાં ફસાવ્યો હતો. તે વેસ્યાએ મારી પાસેથી ધનની માંગણી કરી.

મારી પાસે ફુટી બદામ પણ ન હતી. તેથી મેં તેને મારી સ્થિતિ જણાવી દીધી ત્યારે મારા કુમિત્રોએ મારા પિતાને ઝેર આપી તેને હંમેશને માટે રસ્તામાંથી દુર કરવાની સલાહ આપી. હાય! એ સાંભરી આવતાં મારૂં હૃદય ચીરાઇ જાય છે, પણ હવે જે બની ગયું તે ન બને તેમ નથી. આ પિતૃઘાતીએ કુમિત્રોની સલાહ માની મારા પિતાને ઝેર આપી સદાને માટે આ દુનિયામાંથી દૂર કર્યા. પછી મારા પિતાના શબને અમારા મકાનની બાજુમાં વહેતી નદીના પ્રવાહમાં ફેંકી દીધું. હાય! ઓ કૃપાળુ પિતાજી! ઓ પરમાત્મા. આ પિતૃઘાતકને હજુ શા માટે જીવતો રહેવા દીધો? ઓ પિતાજી! તમો શા માટે મારા પર શ્રાપનો વરસાદ વરસાવી મને ભસ્મીભુત કરી નાંખતા નથી.

ભાઇઓ, આ એક નહી પરંતુ આવા તો મેં અનેક કુકર્મો કર્યાં છે જે સાંભળી તમો મારી પ્રત્યે ધીક્કારની દૃષ્ટિએ જોશો પરંતુ હવે મને તેની કાંઇ પરવા નથી તેથીજ હું મારા કરેલાં કર્મો પ્રકાશમાં લાવી તે બાબત પશ્ચાતાપ કરી અન્ય જનોને મારા જેવા પાપ કર્મોમાં પડતા અટકાવવા ઇચ્છું છું.

મારા પિતાના મૃત્યુ પછી તેમની સર્વ સંપત્તીનો હું સ્વામી બન્યો. મારી ઇચ્છામાં આવે તે પ્રમાણે હું ધનનો દુર્વ્યય કરવા લાગ્યો. થોડાજ સમયમાં હું રસ્તાનો રખડતો ભિખારી બની ગયો. રોટલાના ટુકડાના પણ સાંસાં પડવા લાગ્યા. મારા સર્વ મિત્રો મારી તરફ હું તેનો દુશ્મન ન હોઉં તેમ વર્તવા લાગ્યા. હું ધનહીણ થઇ જવાથી મારી બ્હેન નીરૂપમાના લગ્ન કરી શકવાની મારામાં શક્તિ નહીં હોવાથી હું તેને મારી નાંખવાની યોજના યોજતો હતો તેવામાં

તે ક્યાંઇ મારા હાથમાંથી છટકી ગઇ. તમો નજર કરો આજ નીરૂપમા! મારી બ્હેન છે. જેને મારી નાંખવાના હું વિચાર કરતો હતો. તેનાજ પ્રતાપથી આજે મારી જીંદગીમાં પરિવર્તન થયું છે. અને કુકર્મો કરવાનો ત્યાગ કરી સદ્દકર્મમાં જીવન ઝંપલાવ્યું છે તે સમયે મારા જેટલા મિત્રો હતા તે બધા સ્વાર્થી વિશ્વાસઘાતક અને ધન લુંટી જનારા હતા. જો તે વખતે કોઇ મારૂં હીત ચાહનાર હોય તો તે એક હતો. પરંતુ તેનું પણ મેં ખુન કરાવ્યું હતું. દિવસે દિવસે મારા ખર્ચના વધવાની સાથે મારી દુર્દશામાં પણ ઉમેરો થવા લાગ્યો. બ્હેનનું લગ્ન નહીં કરી શકવાથી અને તેના નાસી જવાથી સમાજમાં સર્વ કોઇ મારાપર ફીટકારનો વરસાદ વરસાવવા લાગ્યા. મને મ્હોં દેખાડવું પણ ભારી લાગવા માંડયું. તેથી મારા બેચાર દુરાચારી મિત્રોની મદદથી મેં સાધુ વેશ ધારણ કરી અમારી કામેચ્છાને પરીપુર્ણ કરવા પાખંડી ધર્મ ચલાવવાની તેઓને સુચના કરી. તેઓ સર્વ મારી સુચનાને સંમત થયા અને મને તેના ગુરૂ તરીકે માનવા લાગ્યા.

આવી રીતે અમારો કપટ પુર્ણ વ્યાપાર ચાલ્યો જતો હતો. ભોળી અનાથ સ્ત્રીઓને અને પુરૂષોને અમારા પંજામાં ફસાવી તેમની માલમિલકત લુંટી લઇ તે સ્ત્રીઓને અમારી વિષયવાંચ્છના પોષવાની ફરજ પાડતા હતા. આવી રીતે અમારૂં મંડળ દિનપ્રતિદિન વધ્યે જતું હતું તે દરમ્યાન મારા મનમાં વિચાર આવ્યો કે રાજ્યગુરૂ બનવાથી મારી ઇચ્છાઓ જલદી પાર પડશે. તેથી મેં થોડો સમય ધર્મના પુસ્તકોનો અભ્યાસ કર્યો. ત્યારપછી મારા અનુયાયીઓ સાથે અત્યારે આપણી સભામાંજ બેઠા છે તે મહારાજા સુરેન્દ્રસીંહના દરબા-

રમાં ગયો. તેઓ મારી વિદ્વતા જોઇ ઘણા ખુશ થયા અને રાજ્યના ખરચે અમોને ત્યાં રહેવાની સગવડ કરી આપી. હું હંમેશા મહારાજા સુરેન્દ્રસીંહને હું જ્ઞાની મહાત્મા છું તેવું જણાવવા સદબોધ આપ્યા કરતો હતો. આવી રીતે એક બે વરસ ચાલ્યા ગયા ત્યારપછી મહારાજા સુરેન્દ્રસીંહ મારા મીઠાં વચનોમાં ભોળવાઇ ગયા અને મને રાજ્ય દરબાર ભરી રાજ્યના ધર્મગુરૂની માનવંતી પદવી આપીતેથી મારા આનંદનો પાર ન રહ્યો. રાજ્યનો હું ધર્મ ગુરૂ થયો હોવાથી દરરોજ હજારો સ્ત્રી પુરૂષો મારા દર્શનાર્થે આવવા લાગ્યાં. હું પણ સ્વાદીષ્ટ ખાનપાન ખાતો હોવાથી મારી વિષય વાંચ્છનાને દબાવી શકયો નહીં. ધર્મગુરૂ એટલે પિતા માની મારી પાસે આવતી અબળાઓના શિયળનો ભંગ કરી હું મારી લાલસાતૃપ્ત કરવા લાગ્યો. આવી રીતે હું દિવસે દિવસે અનીતિની ગર્તામાં ઉતર્યો જતો હતો તેવામાં મને જણાયું કે મારે હવે રાજ્યધાનીથી થોડે દુર રહેવું જોઇએ, કારણ કે જો મહારાજા સુરેન્દ્રસીંહને આ બાબતની ખબર પડી જાય તો સારૂં નહીં તેથી મહારાજા સુરેન્દ્રસીંહને એકાન્ત સ્થાનમાં મારો રહેવાનો વિચાર છે તેમ સમજાવી આ અત્યારે આપણે જે મઠમાં છીએ તે મઠ બંધાવવાની તૈયારીઓ કરી અને પછી ત્યાંજ મારા અનુયાયીઓ સાથે રહી નવયુવાન લલનાઓના શિયળનો ભંગ કરી મારી વિષય વાંચ્છના પૂર્ણ કરવા લાગ્યો. મઠમાં પણ મેં સ્ત્રી અને પુરૂષ અનુયાયીઓને રહેવાની છુટ આપતાંની સાથે તેઓ યથેચ્છ ભોગ વિલાસ કરી શકે છે તેની પણ છુટ આપી દીધી. આવી રીતે દિવસે દિવસે મારા કુકર્મો વધ્યેજ જતા હતા.

હા, પરંતુ આ વાતોમાં હું એક મુખ્ય બીના ભુલી ગયો છું.

અને તે એ છે કે મેં મારી સ્ત્રીને મારી સાથે આવીને રહેવા કહ્યું પરંતુ તેણે મને દુરાચાર ત્યજી સન્માર્ગ પર આવવાની સલાહ આપી જે મને પસંદ નહિ પડવાથી અને મારી સ્ત્રીની બલામાંથી મુક્ત થવા મેં મારી સતી સાધ્વિ પત્નિને નદીમાં ફેંકી દીધી અને મઠમાં જઇ દરરોજ નવીન લલના સાથે ભોગ વિલાસ ભોગવવા લાગ્યો. આ અરસામાં મારા અનુયાયીઓએ રામનગરના જાગીરદાર વીરભદ્રસીંહ આ બાજુ તેની અતુલ સ્વરૂપવંતિ પુત્રિ હંસા સાથે આવ્યાની મને ખબર આપી અને તે સાથે તેઓએ એમ પણ જણાવ્યું હતું કે આ હંસાના લગ્ન થોડાજ સમયમાં મહારાજા સુરેન્દ્રસીંહના યુવરાજ લાવણ્યસીંહ સાથે થવાના છે માટે જો તમો રાજ્યાસન પ્રાપ્ત કર-વાની તમારી રાક્ષસી મહત્વાકાંક્ષા પૂર્ણ કરવા ઇચ્છતા હો તો આપણે હંસાને ઉપાડી લાવીએ જેથી લાવણ્યસીંહ અને સુરેન્દ્રસીંહ હંસાની શોધમાં રાજ્યધાનીનો ત્યાગ કરીને જશે, તેનો લાભ લઇ આપણે રાજ્ય કબજે કરી લેશું. અને તમોને રાજ્યાધીકારી બનાવી દેશું. મારા અનુયાયીઓના આ શબ્દો સાંભળી મારી ઇચ્છા પ્રબળ થઇ અને તરતજ મેં હંસાને કોઇપણ ઉપાયે પકડી લાવવાનો દૃઢ સંકલ્પ કર્યો અને લાગ જોઇ વીરભદ્રસીંહ તથા તેના અનુયાયીઓ પર હુમલો કરી હંસાને પકડી લાવ્યો. ત્યારપછી મારા ભાગ્યનો સીતારો ચમકતો હોવાથી હંસાની શોધમાં નીકળેલો કુમાર લાવણ્યસીંહ પણ મારા પંજામાં સપડાઇ ગયો. ત્યારપછી મહારાજા સુરેન્દ્રસીંહને ફસાવવા મારી મનમોહિની મોહિનીને મોકલી. પણ તે તેની યુક્તિમાં ફાવી નહિ. પછી ગુપ્ત રીતે હું પણ સુરેન્દ્રસીંહને પકડવા તેના મહેલે ગયો. પણ ત્યાં યોગિનીએ આવીને મારી આશાને નિરાશામાં ફેરવી

દીધી. ત્યાર પછી તો ઉપરાઉપરી એક યોગિની મારા કાર્યમાં ખલેલ પાડવા લાગી. તે ક્યાંથી આવતી હતી તે પણ હું જાણી શકતો ન હતો. તેની વિલક્ષણ બુદ્ધિ પાસે મારી કોઇ પણ યુક્તિ કામ આવતી ન હતી. તો પણ મારે એટલું તો કહેવુંજ પડશે કે હું મારી જીંદગી સુધી તેનો ઉપકાર ભુલી શકું તેમ નથી. કારણ કે તેનીજ કૃપાથી આજ મેં કુમાર્ગને તજ્યો છે અને સન્માર્ગ ગ્રહણ કર્યો છે. જે રાજાએ મને જ્ઞાની અને વિદ્વાન સમજી આશ્રય આપ્યો હતો તેનો મેં વિશ્વાસઘાત કર્યો છે. ત્યારપછીનો મારો હેવાલ તો તમે સરૂ જાણો છો. મહારાજા સુરેન્દ્રસીંહ, કુમાર લાવણ્યસીંહ! તમે મને ક્ષમા કરો. હું અધમ છું, પાપી છું, તોપણ મને આશા છે કે તમો ઘણીજ ઉદારતાથી મારા કરેલાં કર્મોની માફી આપશો. હંસા અને રમા તમોને મેં બહુ સતાવી છે, રીબાવી છે તોપણ આ વખતે મારી આ સ્થિતિ જોઇ તમો પણ મને માફી આપી કૃતાર્થ કરશો. હંસા તું તારા હૃદયમણી કુમાર લાવણ્યસીંહ સાથે લગ્નથી જોડાઇ સુખી થા તેમ હું ઇચ્છું છું. તમોને મેં અતીશય કષ્ટ આપ્યું છે. કેટલીયે વખત તમારૂં શિયળ ભંગ કરવાની ધમકી આપી છે પરંતુ ધન્ય છે તમોને કે તમોએ મારી ધમકીને વશ નહીં થતાં તમારૂં શિયળ સાચવી રાખ્યું છે. ધન્ય છે તમારા પવિત્ર વિચારોને! જે સતિ સ્ત્રીઓ છે અને સત્ય એજ જેનું જીવન છે તેના પર કઠોરમાં કઠોર માણસ પણ અત્યાર ગુજારી શકતો નથી. જે સ્ત્રી પોતાના સતિત્વના રક્ષણની ઇચ્છા રાખે છે, તેનું સતિત્વ નષ્ટ કરવાને કોઇપણ મનુષ્ય યા દેવ સમર્થ નથી. બ્હેનો! તમારી પાસે પણ ફરીથી ક્ષમાની યાચના કરૂં છું. આશા છે કે તમો ઉદાર હૃદયથી તે મને આપશો. અતીજ્ઞાનંદના

આ શબ્દોનો સૌએ મૌનમાંજ હકાર આપ્યો સૌના મ્હોપર આનંદની ઉર્મિઓ ઉછળવા લાગી.

તમો સર્વ મારૂં કહેવું બરાબર લક્ષમાં રાખીનેજ સાંભળતા હશો, અને તમારા મનમાં તે ઉપર વિચાર પણ કરી રહ્યા હશો. હવે મારી કર્મકથાની સમાપ્તિ થાય છે. અત્યાર સુધીના વિશ્વાસુ સેવકો તમો જણાવશો કે હવે તમારી શું ઇચ્છા છે? મારી પાસે જે પુષ્કળ દ્રવ્ય છે તે તમો જો દુષ્ટ વર્તણુંક અને કુકર્મોનો ત્યાગ કરી સનમાર્ગે ચાલવા ઇચ્છતા હો તો તમો સર્વને સરખે ભાગે વહેંચી આપવાને હું તૈયાર છું, તમો સર્વ મારી દશા જોતા હશો. હું દુર્વ્યસનને લીધેજ સંસારમાં કોઇને મ્હોં બતાવવાને લાયક ન રહયો. વેસ્યાના ફંદમાં સ્ત્રીની હત્યા કરી સ્ત્રી ગુમાવી બેઠો, પિતાનું પણ ખુન કર્યું, શું તમો મારો ભેદ જાણવા છતાં પણ તે દુષ્ટ રસ્તો ગ્રહણ કરવા ઇચ્છો છો? હવે વધારે સમય નથી હું અત્યારેજ મારો આ દંભી વેશ તજી દેવા ઇચ્છું છું. તમો પણ મારી માફક સન્માર્ગને રસ્તે ચાલવા ઇચ્છતા હો તો તમો પણ તમારો આ દંભી વેશ તજી અને પોત પોતાનું કર્તવ્ય કરવાનું સમજી જાવ.

આનો ત્યાં બેઠેલા અતીતાનંદ સ્વામીના અનુયાયીઓએ હકારમાં જવાબ આપ્યો આથી અતીતાનંદ સ્વામી યોગિની અને યોગિરાજ પ્રત્યે બોલી ઉઠયા "આશા છે કે તમો તમારૂં વૃતાંત જણાવવા કૃપા કરશો" આમ કહી ભગવીકફની કાઢી નાંખીને અતીતાનંદ સ્વામી બેસી ગયા.

પુત્રને મળવાને જેનો જીવ તલપાપડ થઇ રહયો હતો તે યોગિરાજ અતીતાનંદસ્વામીના બેસી જવા પછી ઉભા થયા ને અતીતાનંદ

ત્યે બોલી ઉઠયા. બેટા! જેને તું મરી ગયલો ધારે છે તેજ હું રો પિતાજી હજી હયાત છું. આમ કહી તેઓ અતીતાનંદને નેહથી આલીંગન કર્યું અને થોડી વાર આમ રહ્યા પછી બોલી ઉઠયા મને નદીમાં ફેંક્યો કે તરતજ મારા સદભાગ્યે ત્યાંથી પસાર તા એક વહાણના માલીકે મને તેના વહાણમાં લઇ લીધો અને ર કાઢી નાંખવાના ઉપાયો યોજવા શરૂ કર્યા. મારી તબીઅત સારી ગાં જગતકર્તા પરમેશ્વરનું નામ લેવાનો નિશ્ચય કરી હું નદીના તટ સે ઇશ્વર ભજન કરવા લાગ્યો. તેવામાં આ યોગિની નદીમાં તણાતી ને મળી આવી. અને મેં તેને બહાર કહાડીને મારી પાસેજ રાખીને દુપદેશ આપ્યો. મારીજ આજ્ઞાથી તને સદ રસ્તે લાવવા યોગિની યત્ન કરી રહી હતી. યોગિરાજે કહ્યું.

ઓ પિતા આ તમારા કુળકલંકને ક્ષમા આપો! પિતાજી તે ગિની કોણ છે?

ચાલો રાત્રી પડી ગઇ છે માટે સર્વ દેવની આરાધના કરવાને ઇએ અને ત્યારપછી ભોજનાદી કાર્યથી પરવાર્યા પછી ગિની તેનો ભેદ સર્વને જણાવશે આમ કહી યોગિરાજ સર્વને લઇને વ મંદીર તરફ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૩૦ મું.



## યોગિની કોણ?

રાત્રિના નવ વાગતાં સર્વજનો ભોજનદિથી પરવારી યોગિનીનું તાંત જાણવાને આવી પહોંચ્યા. સર્વના આવી ગયા પછી મહારાજ

સુરેન્દ્રસીંહ યોગિની પ્રત્યે બોલી ઉઠયા. માતાજી! આપનું વૃતાંત જણાવવા કૃપા કરશો?

એટલું સાંભળતાંજ યોગિની ઉઠીને ઉભી થઇ અને બોલી ઉઠી આજે મારા આનંદનો પાર નથી. આજે મારૂં ખોવાયલું રત્ન મને ફરીથી મળ્યું છે. મારૂં નષ્ટ સૌભાગ્ય ફરીથી ચમકી રહ્યું છે. આજેજ મારૂં લીધેલું વ્રત પૂર્ણ થતાં હું ફરીથી સજીવન થઇ છું. પ્રાણનાથ! હુંજ આપની અભાગી દાસી છું કે જેને આપે નદીના પ્રવાહમાં ફેંકી દીધી હતી. આમ કહેતાંજ યોગિનીએ તેની ભગવી કફની કાઢી નાંખી અને તે અતીતાનંદની ચરણ રજ લેવાને તેના પગમાં પડી. અતીતાનંદ સ્વામીના હર્ષ અને આશ્ચર્યનો આ વખતે પાર રહ્યો નહી. તે યોગિનીને ઉઠાડતાં બોલી ઉઠ્યો, 'વિધાતાનો મહીમા અગાધ છે. જેને હું મારો મોટામાં મોટો શત્રુ સમજતો હતો તેજ મારી હ્રદયેશ્વરી નીકળી. હું મહાન નિષ્ઠુર છું.' આમ કહી તે નીચે બેસી ગયો.

ત્યારબાદ થોડો સમય શાંતિનું વાતાવરણ ફેલાઇ ગયું. પછી પાછી યોગિની ઉભી થઇને બોલવા લાગી 'કાળની પણ શી વિચિત્રતા છે કોને ખબર હતી કે આજે ફરીથી હું સુખી થઇશ. આજે મારા પતિના મીલન કરતાં પણ અધીક સુખદાયક મારા પુજ્ય શ્વસુરના મીલનથી મને અત્યંત આનંદ થાય છે' એમ કહી તે યોગિરાજના પાદમાં પડી.

યોગિરાજે તેને ઉભી કરતાં 'અખંડ સૌભાગ્ય'નો આશિર્વાદ આપ્યો. જે મસ્તક ચડાવતાં તે બોલી ઉઠી 'મને વીતેલ વીતક જે કહેતાં રહી ગયા છે તે સંભળાવું છું.' આમ કહી યોગિનીએ તેની આત્મ કથાનો આરંભ કર્યો.

"મારા પતિએ મને નદીમાં ફેંકયા પછી હું નદીના પ્રવાહમાં તણાયે જતી હતી તેવામાં આ મારા શ્વસુર કે જે નદીની પાસે પર્ણકુટી બાંધી ઇશ્વર ભજન કરતા હતા તેમની નજરે હું પડી જેથી તેઓએ બચાવી મને લીધી. તેમ ણેમને મારી સર્વ હકીકત કહેવાનું કહ્યું મેં તેમને સર્વ હકીકત કહી સંભળાવી તથા તેમને રોઇરોઇને પ્રાર્થના કરવા લાગી કે કોઇ પણ પ્રકારે મારા પતિને સન્માર્ગે લાવવાનો ઉપાય બતાવો.

'જો તું તારા પતિને સન્માર્ગપર લાવવા ઇચ્છતી હોય તો તું મારા કહેવા પ્રમાણે પરોપકારી વ્રત ધારણ કર આશા છે કે તે અવશ્ય સુધરી જશે' આમ કહી તેઓએ મને આશ્વાસન અને ઉપદેશ આપ્યો. આથી મારા જ્ઞાનચક્ષુઓ ઉઘડી ગયાં અને હું જંગલમાં રહી નીડર થઇને મારૂં કાંર્ય પૂર્ણ કરવાના પ્રયત્નો કરવા લાગી. છેવટે દઢ સંકલ્પ કરી હું આ મઠની બાજુમાં આવેલી ગુફામાં રહેવા લાગી અને અતીતાનંદ સ્વામીના અનુયાયીઓના દરેક કાર્યની બારીક તપાસ રાખવા લાગી. તે દિવસે જ્યારે કુમાર લાવણ્યસીંહ પકડાયો તેની પણ મારા માણસો મારફતે મને ખબર મળી હતી. લાવણ્યસીંહ પકડાયા પહેલા હંસા અતીતાનંદ સ્વામીના પંજામાં સપડાઇ હતી તેનાથી પણ હું અજાણ ન હતી. ધીરે ધીરે તમારા સાથીઓને ફોડવાના હું પ્રયત્ન કરવા લાગી. છેવટે તેમાં મારો વીજય થયો અને તમારો સેનાપતી કનક મારો દાસ થઇને રહેવા લાગ્યો અને તેના કહેવા પ્રમાણે ચાલવાથી ઘણા માણસો અમારા શાંતિકુંજમાં દાખલ થવા લાગ્યા.

જ્યારે મારૂં દળ પણ પૂર્ણ મજબુત થઇ ગયું ત્યારે હું એકલી મઠમાં ગઇ અને ત્યાંના દરેક કામમાં ખલલ પાડવી લાગી. મેંજ

આવીને ભગવતીના પૂજન સમયે વિઘ્ન નાખ્યું હતું. મેંજ લાવણ્યસીંહને છુટો કર્યો હતો અને કોઇને ખબર ન પડે તેવા સ્થાનમાં છુપાવી દીધો હતો. પરંતુ ભાગ્યવશાત અતીતાનંદ સ્વામીનો માણસ અચાનક લાવણ્યસીંહને જોઇ ગયો અને તેની ખબર તેણે અતીતાનંદ સ્વામીને આપી. અતીતાનંદ સ્વામી તેને પકડવાને તેના અનુયાયીઓ સાથે ત્યાં આવી પહોંચ્યાં ત્યારે મેંજ કુમાર લાવણ્ય-સીંહને ત્યાંથી નસાડયો હતો. જ્યારે અતીતાનંદ સ્વામી મહરાજા સુરેન્દ્રસીંહના મહેલમાં તેનું ખુન કરવાને ગયા હતા ત્યારે પણ હુંજ ત્યાં આવી હતી અને તેના કાર્યમાં ખલેલ નાખી હતી. આવી રીતે હરેક પ્રકારે અતીતાનંદ સ્વામીને કુકર્મ કરતા અટકાવવા હું પ્રયત્ન કરવા લાગી. તો પણ અતીતાનંદ સ્વામીએ તેમનો ઉદ્યોગ છોડયો નહી. તેમણે મોહિનીને ફસાવવા મહારાજા સુરેન્દ્રસીંહ પાસે મોકલી. ત્યારે પણ મેંજ મહારાજા સુરેન્દ્રસીંહને બચાવી લીધા હતા. ત્યારપછી ત્યાં મોહિનીને મલીને મેં મારા સર્વ વૃતાંતથી તેને વાકેફ કરી ત્યારે તેણે મને સહાય કરવાનું વચન આપ્યું અને તે અત્યાર સુધી મને મદદ કરી રહી છે આ મારી બીજી સહચારી તે કોઇ નહી પણ મોહિનીજ છે. એમ કહી મોહિનીને ભગવી કંથાનો ત્યાગ કરવાનું યોગિનીએ જણાવ્યું.

ત્યારપછી કનકસીંહ મને પકડવાને આવ્યો. એ વખતે કનક મને પકડી શકયો હોત પરંતુ ઇશ્વરના પ્રતાપ આગળ તેનું શું ચાલે? તેને મારા સાથીઓએ ઘાયલ કર્યો ત્યારબાદ હું કનકને લઇને મારા આશ્રમમાં ગઇ. તેને સારી રીતે દવાદારૂ કર્યા. (કનક તરફ જોઇને) કનક! આવ મારી પાસે આવ્યા છતાં તું જેની હમેશા ચીંતા કરતો

હતો તે સદા તારી પાસેજ રહેતી હતી: છતાં તું તેને ઓળખી શકયો નહીં. જે અબળાઓ પોતાના ધર્મનું સંરક્ષણ કરવાની ઇચ્છા ધરાવે છે તેઓ આનંદથી હરેક પ્રકારના કષ્ટ સહન કરે છે. તેનું પ્રમાણ મારી પાસેજ છે. પુત્રી આવ. આજ આ ભગવા વસ્ત્ર ત્યજવાનો તારો પણ સમય આવ્યો છે આમ કહી યોગિનીએ એક તેની સહચારિણી યોગિની કે જે ભગવાં વસ્ત્રમાં બેઠા હતી તેને તેની પાસે બોલાવી અને કનકના હાથમાં તેનો હસ્ત સોંપ્યો.

વાંચક! આજ કનકની સ્ત્રી હતી. જે વખતે કનકે તેને ઓળખી તે વખતે તેના હર્ષનો પાર રહ્યો નહીં. તે આશ્ચર્યતાથી યોગિનીના સામું જોઇ રહ્યો.

'જે દિવસે કનક મારી પાસે આવ્યો અને તેણે ખરા હૃદયથી એ મંડળીનો ત્યાગ કર્યો તેજ દિવસે રાત્રે એક સ્ત્રીનો રૂદન ધ્વની મારા કાને અથડાયો. તેથી ત્યાં જઇ હું તેને આશ્રમમાં તેડી લાવી અને તેની હકીકત જાણતાં જણાયું કે તે બીજી કોઇ નહિ પરંતુ કનકને શોધવા નીકળેલી તેની પત્ની છે. ધન્ય છે આવી પતિવ્રતા સ્ત્રિઓને! તે તેના ભાગ્ય યોગેજ અહીં આવી ચડી હતી. જે સ્ત્રીઓ પતિવ્રતા છે. જે સાધ્વીઓ છે તેને માટે સંસારના સર્વ સુખ દુઃખ સમાન છે. તેને નથી ખાવું કે નથી પાવું ગમતું તેઓ તો સદા સર્વદા પતિના ચિંત્વનમાંજ મગ્ન હોય છે. આવી સાધ્વીઓના પ્રતાપેજ હજુ આર્યાવર્તના ચોદિશામાં ગુણગાન ગવાય છે.

હવે છેવટમાં સત્યને રસ્તે ચાલનારા માનવીઓપર અપાર સંકટ આવી ગયા છતાં પણ અંતે તેઓનું મીલન થયું છે, મારે જે આ પ્રપંચો રચવા પડયા છે તે ફક્ત અતીતાનંદ સ્વામીને કે જે મારા

પતિ છે, આરાધ્ય દેવ છે તેમને કુકર્મોની ગતીમાંથી કહાડી સન્માર્ગે લાવવા કરવામાં પડયા છે. હવે મારી કથની સંપૂર્ણ થાય છે અને મારૂં લીધેલું વૃત પણ પુર્ણ થાય છે આમ કહી યોગિની બેસી ગઇ.

ત્યારબાદ યોગિરાજની આજ્ઞાથી મહારાજા સુરેન્દ્રસીંહ તથા યુવ-રાજ લાવણ્યસીંહ સાથે સર્વ કોઇ ઇંદ્રનગર તરફ જવાનો વિચાર કરી રહ્યા હતા તેવામાં હંસા અતિતાનંદ સ્વામી પ્રત્યે બોલી. ઉઠી મહારાજ ! મેં સાંભળ્યું છે કે આ મઠમાં અજાયબ સ્થળો છે તો આશા છે કે તમો અમો સર્વને તે સ્થળો બતાવવા કૃપા કરશો.

જો સર્વની તેવી ઇચ્છા હોય તો હું તૈયાર છું. અતિતાનંદ સ્વામીએ કહ્યું, ત્યાર પછી સઘળું મંડળ મઠનો ભેદ પામવાને અતિ-તાનંદ સ્વામી સાથે ચાલ્યું ગયું.



# પ્રકરણ ૩૧ મું.



## અદભુત મઠ

યોગિની, હંસા, રમા, મહારાજા સુરેન્દ્રસીંહ અને લાવણ્યસીંહ વીગેરેને લઇને અતિતાનંદ સ્વામી મઠના ભેદથી સર્વને પરિચિત કરવા રવાના થઇ ગયાં.

અલ્પ સમયમાં અતીદાનંદસ્વામી અંધકારને ભેદીને આપણી પરિચિત કાળ કોટડી કે જેમાં લાવણ્યસીંહને પુર્યો હતો અને જ્યાંથી

તે નાશી ગયો હતો ત્યાં આવી પહોંચ્યાં અને આ કાળ કોટડીને ઉદ્દેશીને તેઓ બોલી ઉઠયા.

'મહારાજા તથા યુવરાજ! જે મનુષ્યને મૃત્યુની સજા કરવી હોય તે નીરપરાધી માણસને હું આ કોટડીમાં રાખતો હતો જેથી તે હાલમાં કાળાકોટડીના નામથી ઓળખાય છે.

આમ કહી સર્વેને કાળકોટડીથી પરિચિત કર્યા, પછી અતીતાનંદસ્વામી કાળકોટડીમાં જઇને ત્યાં જે રસ્તેથી લાવણ્યસીંહ મઠનો ભેદ પામવા આગળ વધ્યો હતો અને જે બીના આપણે આગળ વાંચી ગયા છીએ તે રસ્તાની ચાંપ દાબી કે તરતજ ત્યાં જમીનમાં જવાનો રસ્તો જણાયો અને સર્વની સાથે સ્વામી અતીતાનંદે આ રસ્તે મઠના ભોંયરામાં પ્રવેશ કર્યો. મઠના ભોંયરામાં ઉતરી ગયા પછી એક સાંકડી ગલીમાં પસાર થઇ તેઓ એક કુવા પાસે આવી પહોંચ્યા. જે કુવામાં પડીને લાવણ્યસીંહે મઠનો અર્ધો ભેદ શોધ્યો હતો તે આજ કુવો હતો એમ જણાવવું અસ્થાને નહીં ગણાય.

કુવાની નજદીક આવી પહોંચ્યાં કે તરતજ હંસા બોલી ઉઠી કે, 'અહીં ભોંયરામાં કુવો શા માટે ખોદાવ્યો હશે?'

'તે એક ચમત્કારીક કુવો છે તેની ખબર તેની અંદર કુદકો મારવા પછી સર્વને પડશે' લાવણ્યસીંહ કે જે આ કુવાનો ભેદ જાણતો હતો તે બોલી ઉઠયો.

લાવણ્યસીંહના આ શબ્દોથી સઘળા ને ખડખડાટ હસી પડેલા જોઇ અતીતાનંદસ્વામી બોલી ઉઠયા કે, 'ખરેખર, જે લાવણ્યસીંહે કહ્યું તે સત્ય છે તેમાં હસવા જેવું કે આશ્ચર્ય પામવા જેવું કાંઇ

છેજ નહીં. ખરેખર તે એક ચમત્કારીક કુવો છે' આમ કહી તેણે સર્વને એક પછી એક કુવામાં કુદકો મારવાને કહ્યું,

અતીતાનંદના કહેવાથી યોગિની. હંસા અને મેના સાથે કુદી પડયા ત્યારપછી મહારાજા સુરેન્દ્રસીંહ, કુમાર લાવણ્યસીંહ, સ્વામી અતીતાનંદ વીગેરે એક પછી એક કુદી પડયા. કુવામાં અંધારૂં ઘોર હતું. પરંતુ કુવામાં કુદી પડતાંજ કુવો ખાલી જોઇને લાવણ્યસીંહ અને અતીતાનંદ સિવાય સર્વના આશ્ચર્યનો પાર ન રહ્યો. આ જોઇ સર્વેને વધારે આશ્ચર્યમાં દીગ્મુઢ કરવા માટે અતીતાનંદસ્વામીએ કુવામાંનું મઠ તરફ જવાનું ગુપ્ત દ્વાર ખોલી નાંખ્યું અને સર્વને લઇને તે એક ઓરડામાં આવી પહોચ્યા ત્યાં કેમ જાણે સાચોજ સીંહ તેની લાંબી જીભ કાઢીનેજ ઉભો હોય તેમ દેખાયું. સીંહને જોઇ હંસા અને મેના ડરી ગઇ. તેથી તેઓને હિંમત આપતાં યુવરાજ લાવણ્યસીંહ બોલી ઉઠયો 'ડરો નહીં' આ સીંહ નથી પરંતુ સીંહની પ્રતિમા છે.

આવી રીતે વાતચીત ચાલતી હતી તેવામાં સર્વની અજાયબી વચ્ચે સ્વામી અતીતાનંદે સીંહની બહાર લટકી રહેલી :જીભ ખેંચી કે તરતજ સીંહ ત્યાં ચકર ચકર ફરવા લાગ્યો અને પાંચ મીનીટમાં તે એકાએક તે જગ્યાથી ખસી ગયો અને તે જગ્યાએ કાંઇ પોલાણ હોય તેમ જણાયું.

જયારે સર્વે જનોએ આ તરફ નજર કરી ત્યારે તેઓની નજરે નીચે ઉતરવાની એક સીડી પડી. અતીતાનંદ સ્વામી સાથે સર્વ સીડી મારફતે નીચે ઉતરી ગયા. પરંતુ તે ઓરડામાં એટલો બધો અંધકાર હતો કે એક બાજાના મોઢા જોવા પણ મુશ્કેલ પડતા હતા

તેથી આ સર્વની મુઝવણુ દુર કરવાના ઇરાદાથી અતીતાનંદ સ્વામી-એ એક બે ડગલા આગળ વધીને કાંઇક દબાવ્યું કે તરતજ તે ખંડ સર્વની અજાયબી વચ્ચે રોશનીથી છવાઇ રહ્યો.

રોશનીમાં સર્વની નજરે ત્યાં સુંદર રીતે ગોઠવેલા વિધ વિધ જાતના ચાંદીના તથા સોનાના વાસણો અને ત્રાંબા પીત્તળની બેનમુન કારીગરીની ચીજો સર્વની નજરે પડી.

આ સમૃદ્ધિ જોઈ સધળા હેબતાઇ ગયા. વિલાસી સ્વામી અતીતાનંદની સમૃદ્ધિ જોતાં તરતજ કોઇ રાજ્ય દરબારનો ખ્યાલ આવી જાય તેવી સમૃદ્ધિ સ્વામી અતીતાનંદે તેનાં મઠમાં એકઠી કરી હતી.

આ ખંડમાંથી સર્વે બાજુના ખંડમાં ગયા ત્યાં સર્વની નજરે જયાં જયાં નજર ફેંકો ત્યાં વિધ વિધ જાતના લડાયક હથીયારો ઉત્તમ રીતે ગોઠવેલા પડેલા હતા. તે ખંડની સધળી દીવાલો આવી જાતના લડાયક હથીઆરોથી શણુગારેલી નજરે પડતી હતી.

આ જોઇ લાવણ્યસીંહ સ્વામી અતીતાનંદ પ્રત્યે બોલી ઉઠયો. 'ગુરૂમહારાજ ! શું આ તમારૂં ગુપ્ત મંત્રણાસ્થાન હતું કે ?'

'વત્સ ! તારૂં ધારવું સત્ય છે. આજ મારૂં મંત્રણાગૃહ હતું. જો આ તેની બાજુનો ખંડ અમારી સર્વ માલમિલ્કત રાખવાનો ગુપ્ત ભંડાર છે.' આમ કહી એક ચાંપ દબાવી કે પાટીયાની દીવા-લમાંથી એક દરવાજા જેવડો લાકડાનો કટકો ખસી ગયો અને તે ખંડમાં જવાનો માર્ગ જણુાયો.

• સર્વ આ ઉપરા ઉપરી બનતા 'આશ્ચર્યજનક બનાવો અને મઠના ભેદથી વાકેફ બનતાં તલ્લીન થઇ જતા હતા. તેઓ અતીતાનંદ

સ્વામીની સાથે તેનો ગુપ્ત ધનભંડાર જોવાને તે ખંડમાં દાખલ થયા. દાખલ થતાંજ અતીતાનંદ સ્વામીનો ધનભંડાર જોઇ સર્વ એકાએક અજાયબ થઇ અને દીંગમુઢ બની ગયા. સધળાને દીગમુઢ બની ગયેલા જોઇ અતીતાનંદ સ્વામી બોલી ઉઠયા 'જો કે મેં હજુ સુધી મારા મંડળમાંના કોઇને મારા ખજાનાનું સંપૂર્ણ અવલોકન કરવા આપ્યું નથી પરંતુ જ્યારે તમો તે જોશો ત્યારે આશ્ચર્યમુગ્ધ બની બોલી ઉઠશો કે એક સાધુ સંન્યાસી અથવા રાજ્યના ધર્મગુરૂ પાસે આટલું બધું અઢળક દ્રવ્ય કયાંથી? પરંતુ જ્યારે મેં નીતિના માર્ગે જવાનો નિશ્ચય કરેલો છે ત્યારે હવે મારો સર્વ ભેદ તમારી પાસે ખુલ્લો કરવામાં હું કોઇપણ જાતનો ભય જોતો નથી' આમ કહી અતીતાનંદ સ્વામીએ દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

થોડો સમય ત્યાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરાઇ ગયું. પરંતુ આ શાંતિનો ભંગ કરતાં અતીતાનંદસ્વામી બોલી ઉઠયા કે 'આ બધું ધન મારા અનુયાયીઓએ ચોરી, અને લુંટફાટ કરીને જમા કર્યું છે. તેમાં મેં કેટલીએ મને ધર્મગુરૂ તરીકે માનતી ધનવાન વિધવાઓને મારી જાળમાં ફસાવી વધારો કર્યો છે.

ઓહ! મારા જીવનને યાદ કરતાં મને શરમ આવે છે. મારા મનમાં મારા કરેલા પાપ કર્મોની પરમાત્માના દરબારમાં ભયંકર શિક્ષા થશે. તેવા વિચાર વારંવાર આવ્યા કરે છે. ઓહ! માથું ભમે છે, ચક્કર આવે છે, મારા કરેલાં કૃત્યો મારી નજર સમક્ષ તરવરી આવતાં હૃદયમાં કંપારી છુટે છે. આમ બોલતાં અતીતાનંદસ્વામી બેભાન થઇને પડી ગયા.

યોગિની લાવણ્યસીંહ અને મહારાજા સુરેન્દ્રસીંહની સાથે હંસા અને મેના સર્વે અતીતાનંદસ્વામીની સારવાર કરવા લાગ્યા.

યોગ્ય સારવાર થતાંજ અલ્પ સમયમાં અતીતાનંદસ્વામી શુદ્ધિમાં આવતાં બોલી ઉઠયાં 'મારા કરેલા કુકર્મો મારી નજર આગળ તરી રહ્યા છે, મને સતાવી રહ્યાં છે. કહેવત છે કે પરમાત્મા કોઇને લાકડી લઇને મારતો નથી, તે સત્ય છે, પરમાત્મા આજે મને મારા કરેલા કૃત્યો માટે લાકડી લઇને મારી રહ્યા નથી છતાં પણ તે યાદ કરતાં લાકડીનો માર કરતાં પણ અધીક કષ્ટ વેઠું છું. હંસા! મેના! મને ક્ષમા કરો. તમારા જેવી કેટલીયે નિર્દોષ નવ યૌવનાઓના શિયળનું મેં બળાત્કારે ખંડન કર્યું છે. હું માનવી નહીં પરંતુ માનવ વેશે શયતાન છું. મેં મારી ઇચ્છાનો ઇનકાર કરનાર કેટલીયે નિર્દોષ બાળાઓને રીબાવીને મારી નાંખી છે. કેટલીયે નિર્દોષ બાળાઓને લોખંડના ધગધગતા સળીયાઓ આંખમાં ઘોંચી દેવાનો ભય બતાવી મેં મારી ઇચ્છાને આધીન કરી છે. મારા ન વર્ણવી શકાય તેવા નીચ કૃત્યો મને વારંવાર યાદ આવી અપાર કષ્ટ આપી રહ્યા છે,' અતીતાનંદસ્વામી પીડિત હૃદયે બોલી ઉઠયો. આમ બોલતાં બોલતાં તેની આંખમાં પશ્ચાતાપના અશ્રુની ધારા ચાલી રહી હતી. એક માનવ નર રાક્ષસ, નર પિશાચી હૃદયનો માનવી અત્યારે સત્સંગના પ્રભાવથી પુનર્જીવન પામી તેના કરેલાં કૃત્યોનો પશ્ચાતાપ કરી રહ્યો છે.

અતીતાનંદસ્વામીને રડતાં જોઇ હંસા બોલી ઉઠી. 'સ્વામીજી! પરમાત્માએ તમારા ગુન્હા માફ કર્યા છે કારણ કે પશ્ચાતાપ એજ મનુષ્યને ભયંકર શિક્ષા છે. જે મનુષ્ય પશ્ચાતાપની આગમાં બળીને શુદ્ધ થાય છે તે કાંચન જેવો શુદ્ધ નીવડે છે માટે શોકને ત્યજી સ્વામીજી! અમોને તમારા 'મઠનો ભેદ બતાવો.

"સ્વામીજી! શોક કરવાથી શું થવાનું છે? માટે જેવી રીતે

ગઇ તીથિ જોષી પણ વાંચતો નથી તે કહેવત અનુસાર તમો ગત જીવનને ભુલી પરમાત્માના સ્મરણમાં તમારા દિવસો પસાર કરવાનો નિશ્ચય કરો કે જેથી આ સંસારના સાગરને તરી શકાય' મહારાજા સુરેન્દ્રસીંહ અતીતાનંદસ્વામીને શોક કરતા જોઇ આશ્વાસન આપતાં બોલી ઉઠયા.

'શું પરમાત્મા મારા કરેલા કુકર્મોની મને માફી આપશે?' અતીતાનંદ સ્વામીએ પુછયું.

'અવશ્ય તેમાં શંકાને સ્થાન હોઇ શકેજ નહી, કારણ કે કરેલાં કર્મોનો પશ્ચાતાપ કરવાથી માણુસ પુનર્જીવન પામે છે માટે હંમેશા પરમાત્માના ધ્યાનમાં આપનું ચીત સ્વસ્થ કરવા પ્રયત્ન કરો જેથી તમોને આપોઆપ મારા શબ્દોની ખાત્રી થશે' યોગિનીએ કહ્યું.

આવી રીતના આશ્વાસનો મળ્યા પછી જ્યારે અતીતાનંદ સ્વામીનું ચીત સ્વસ્થ થયું ત્યારે ત્યાં આવેલા ખંડના એક ખુણામાં જઇ ત્યાં આવેલા કબાટમાં એક ગોખલા જેવું હતું તેમાં હાથ નાંખી અતીતાનંદ સ્વામી ગોખલામાં આવેલી એક ખીલીને ફેરવવા લાગ્યા. ખીલીના ફરવાથી એક ભયંકર અવાજ સાથે તે કબાટને સ્થાને ત્યાં દરવાજા જેવું કંઇ જણાયું. અતીતાનંદ સ્વામી સઘળાને લઇને તે રસ્તે મઠનો અધીક ભેદ બતાવવાને ચાલ્યા ગયા.

તે દરવાજામાં થઇને સઘળા જેવા બીજા દરવાજામાં દાખલ થયા કે તરતજ ફકત અતીતાનંદ સ્વામી સિવાયના સર્વ આશ્ચર્ય-ચકીત થઇ ગયેલા જોઇ અતીતાનંદ સ્વામી બોલી ઉઠયા 'આ એક વખતના રાજયગુરૂ અતીતાનંદ સ્વામીનું વિલાસ ભુવન છે. અહીંની એકેએક ચીજ જોતાં સર્વનો આશ્ચર્યનો પાર નહી રહે'. આમ કહી

અતીતાનંદ સ્વામીએ ભીંત પાસે જઇ કંઇ દબાવ્યું જેથી ત્યાં રોશ-નીનો પ્રકાશ થઇ રહ્યો. સઘળાં આ જોઇ આશ્ચર્યચકીત થઇ ગયાં.

અતીતાનંદ સ્વામીના વિલાસ ભુવનમાં સર્વ સ્થળે છુટથી સંગેમરમરનો ઉપયોગ કર્યો હોય તેમ તે જોવાથી જણાઇ આવતું હતું. ચારે તરફ રેશમી ગાલીચાઓ બીછાવી રાખ્યા હતા. દીવાલો પર ચીત્તાકર્ષક રંગબેરંગી છબીઓ ચીતરેલી માલુમ પડતી હતી. સર્વ છબીઓ કામોત્પાદક કરે તેવી હતી. જ્યાં જુઓ ત્યાં કામોત્પા-દક વસ્તુઓ નજરે પડતી હતી. અતીતાનંદ સ્વામીનું વિલાસભુવન રાજા મહારાજાઓના વિલાસભુવનની પણ સ્પર્ધા કરે તેવું હતું.

સઘળા આ જોઇ વિચાર કરવા લાગ્યા કે 'શું સાધુ સંન્યાસી, મહાત્મા અને ધર્મગુરૂઓના નામની નીચે શું સર્વ સાધુઓ, સંન્યા-સીઓ અને ધર્મગુરૂઓ તેમના ભાવીક અનુયાયીઓની સંપત્તીને હરી લઇ આવા રંગરાગ અને વિલાસ માણવાના સાધનો ખરીદવામાં પૈસાનો દુરૂપયોગ કરતા હશે ? જો આવાજ સાધુ સંન્યાસી અને ધર્મગુરૂઓ હોય તો બહેતર છે કે તેવા ધર્મગુરૂ, સાધુ કે સંન્યાસીને નવગજના નમસ્કાર કરી દેવા.'

ધર્મગુરૂ સમજીને આપેલા દાનનો આવો દુરૂપયોગ જોઇ મહા-રાજા સુરેન્દ્રસીંહ તેના મન સાથે બોલી ઉઠયા 'આ બધા પાપનો હુંજ જવાબદાર છું કારણ મેંજ અતીતાનંદ સ્વામીની યોગ્ય પરિક્ષા કર્યા સિવાય તેને રાજ્યગુરૂ અને ધર્મગુરૂની પદ્વી આપી હતી. તેથી આ સર્વ કાર્યને માટે હુંજ જોખમદાર છું. મેં પાત્રાપાત્રનો વિચાર કર્યા સિવાય રાજ્યગુરૂ અને ધર્મગુરૂની મહત્વની પદ્વી એક વિષય-લંપટના હાથમાં સોંપી દીધી તેનાજ પરિણામે મારી પ્રજાની વહુ

બેટીઓનું શિયળ લુંટાયું. હજારો સતિઓને આ પાપીએ રીબાવી તે સર્વનું પાપ મારેજ ભોગવવું રહ્યું.

મહારાજા સુરેન્દ્રસીંહ પશ્ચાતાપથી બળ્યો જતો હતો તેથી પોતે વિચાર કર્યાં વિના જે ધર્મગુરૂનું પદ અતીતાનંદસ્વામીને આપ્યું હતું તે વિશે સર્વની આગળ માફી મંગવાનો નિશ્ચય કરી તે હર્ષપુર્વક અતીતાનંદસ્વામીના 'મઠનો ભેદ' પામતો પામતો ચાલ્યો જતો હતો.

આવી રીતે 'મઠનો ભેદ' પામતાં સર્વ આગળ વધતાં એક કોટડી પાસે આવી પહોંચ્યા, ત્યાં આવતાંજ અતીતાનંદે ત્યાં આવેલી એક શીલાને દુર કરી જેથી નીચે ઉતરવાનો માર્ગ જણાયો.

સીડી ગોળાઇમાં ચક્કર ખાતી નીચે ઉતરેલી હતી. સર્વજનો સીડી ઉતરીને ત્યાં આવેલા ખંડમાં આવી પહોંચ્યા કે તરતજ હંસા અને મેના પાછા આ દ્દશ્ય જોઇને ભયતીત બની ગયાં. કારણ કે તે ખંડની મધ્ય છતપર એક દીપક ઝગમગી રહ્યો હતો અને તેની નીચે શુળી ગોઠવી રાખેલી હતી. તેની એક બાજુએ માણસને ફાંસી દેવાને માટે ફાંસો પણ લટકી રહ્યો હતો અને મધ્યમાં માંચડો પણ હતો, અને તેની સામે અતીતાનંદસ્વામીના ગુસ્સાનો ભોગ થઇ પડેલી વ્યક્તિને ચીરી નાંખવા માટે લાકડામાં ગોઠવેલી કરવત પણ તૈયાર હતી.

આ જોઇ હંસા અને મેનાને ગભરાઇ ગયેલા જોઇ અતીતાનંદસ્વામી બોલી ઉઠયા, 'હંસા ! મેના ! હવે કાંઇ ગભરાવાની જરૂર નથી. હવે આઅતીતાનંદ પહેલાંનો અતીતાનંદ નથી હવે તો આ અતીતાનંદ આ દેવી સ્વરૂપ યોગિનીના સત્સંગથી વિશુદ્ધ બન્યો છે માટે કોઇપણ પ્રકારના ભયને સ્થાન નહીં આપતાં જુઓ ! આ સ્થળે મારી આજ્ઞાનો અનાદર કરનાર હજારો નિર્દોષના જાન લઇ

મારા આત્માને તૃપ્ત કરતો હતો! આમ કહીને સર્વને લઇને બીજા ખંડ તરફ ચાલ્યો ગયો.

બીજા ખંડમાં દાખલ થતાં પહેલાનાં કરતાં પણ ભયંકર દ્રશ્યને જોઇને સર્વ હેબતાઇ ગયા તે દ્રશ્ય એ હતું કે તે ખંડની મધ્યમાં ત્રણ હાડપીંજર ઉભા કરેલા હતાં. તેમાંથી જે હાડપીંજર વચમાં હતું તેના હાથમાં એક ચકચકતી છરી હતી. આ ભયાનક દ્રસ્ય જોતાંજ સર્વના મનમાં ભયનો સંચાર થયો હતો.

આવી રીતે સઘળાને 'મઠનો ભેદ' બતાવતાં અતીતાનંદસ્વામી એક કોટડી પાસે આવી પહોંચ્યા. અને સર્વને ઉદ્દેશીને બોલ્યા. જુઓ આ જે કોટડી દેખાય છે તેમાં મેં અનેક બાળાઓને સાંભળતાં તમોને ત્રાસ ઉત્પન્ન થાય તેવા ત્રાસો આપ્યા છે, આ ત્રાસ સહન નહી કરી શકવાથી કેટલીએ બાળાઓએ તેમની અનિચ્છા હોવા છતાં મારી નીચ વાસના પોષવાને તેમના શરીર મને સોંપ્યા હતાં અને કેટલીએ વીર બાળાઓએ ગમે તેટલા સંકટો આવી પડે તોપણ શિયળને નહીં ત્યજતાં તેમનાં પ્રાણ તજ્યા. તોપણ મારી ઇચ્છાને વશ થઇ નહીં ધન્ય હો આવી શિયળ સંરક્ષક બાળાઓને. હવે હું ઝાઝો સમય આ સ્થળે રહી શકું તેમ નથી કારણ કે આ સ્થળે રહેવાથી મારા કુકર્મો મને વારંવાર યાદ આવ્યા કરે છે માટે ચાલો આપણે સઘળાં આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યા જઇએ. આમ કહી અતીતાનંદસ્વામીએ તે ઓરડીના ઉપરનો એક પત્થર ઉંચો કરી કાંઇ ચક્કર ચક્કર ફેરવ્યું કે જેથી તરતજ ત્યાંથી જવાનો માર્ગ જણાયો.

સઘળાને લઇને અતીતાનંદ સ્વામી બીજા ખંડમાં ચાલ્યા ગયા. હવે તેઓ જે ખંડમાં આવ્યા તે ખંડમાં અંધકારનું ચોતરફ સામ્રા-

જય પ્રસરી ગયલું જણાતું તેથી કદાચ કોઇ ગભરાઇ જાય તે જોઇ અતીતાનંદ સ્વામી બોલી ઉઠયા. ગભરાવાની કંઇ જરૂર નથી. અલ્પ સમયમાંજ આપણે એક ચોગાનમાં આવી પહોંચશું.

તેઓ આવી રીતે ચાલ્યા જતા હતા ત્યાં તેઓના કાને કળકળ કરતાં વહ્યે જતાં પાણીનો અવાજ સંભળાયો અને અલ્પ સમયમાં સઘળા એક ચોગાનમાં આવી પહોંચ્યા.

ત્યાં વહેતી નદીની બાજુમાં એક પીપળાના ઝાડ નીચે દેવીની મુર્તી દેખાતી હતી.

વાંચકો ! આ તેજ દેવીની મુર્તી છે કે જે દેવીને અતીતાનંદ સ્વામી ભોગ આપવા આગળ આવ્યો હતો અને તે વખતે તેને અપશુકન થયા હતા જે આપણે આગળ જોઇ ગયા છીએ.

જયારે સઘળા ત્યાં આવી પહોંચ્યા ત્યારે અતીતાનંદ સ્વામી મહારાજા સુરેન્દ્રસીંહ પ્રત્યે બોલી ઉઠયો 'રાજન ! આ દેવીની મુર્તીને બલીદાન આપવાના બહાના નીચે મેં કેટલીયે નિર્દોષ બાળાઓનું અહીં લોહી રેડાવ્યું છે. રાજન ! મારા કરેલાં કુકર્મો યાદ આવતાં અત્યારે મને કંપારી છુટે છે. જયારે તે કાર્ય કરતાં મારા હૃદયમાં જરાપણ દયાની લાગણીનો પણ પ્રવેશ થયો નહતો તેના બદલામાં અત્યારે તે કર્મો યાદ આવતાંજ મારૂં હૃદય ચીરાઇ જાય છે.' આમ બોલતાં બોલતાં અતીતાનંદ સ્વામીની આંખોમાંથી પશ્ચાતાપના અશ્રુઓની ધારાઓ ચાલવા લાગી.

'સ્વામીજી ? હવે શોક કરવાથી શું થવાનું છે ? હજુ પણ પરમાત્માનો ઉપકાર માનવાની સાથે ઉપકાર માનો આ યોગિનીનો. કે એક સતિ સાધ્વી પોતાના દુરાચારી પતિને સદાચારના માર્ગપર

લાવવા ગમે તે સંકટો આવી પડે તેને આવ્હાઅન આપી પતિને સુધારવાને મેદાને પડી છે. પતિ કે જે સ્ત્રીઓને પરમેશ્વર તુલ્ય છે તેવા પરમેશ્વર તુલ્ય પતિમાંથી દાનવ બની ગયેલા પતિને ફરીથી પરમેશ્વર બનાવવા પ્રયત્ન કરી રહેલી આ આર્ય લલનાને, 'ધન્ય છે માતા યોગિની કે તમોએ સ્વધર્મમાં પતિના ઉદ્ધાર કરવાની સાથે અમારો પણ ઉદ્ધાર કર્યો તેવી ભગવતી સ્વરૂપ યોગિનીને આમ કહી મહારાજા સુરેન્દ્રસીંહ યોગિનીના ચરણમાં પડયો.

રાજન ! એમાં મેં કાંઇ કર્યુંજ નથી જગતના માનવીઓની સેવા કરવી એ સાધુ, સંન્યાસીઓના ધર્મ અનુસાર મેં તમારી સેવા બજાવી છે તેમ મેં ફકત મારી ફરજ બજાવી છે અને પતિને પરમેશ્વર તુલ્ય માની ગમે તેમ માર્ગપર ચઢી ગયલા પોતાના પતિને સુમાર્ગપર લાવી પોતાના સંસારનું સંકટ ચલાવ્યે જવું તે સતિ સ્ત્રીનો ધર્મ છે માટે મેં મારા ધર્મ અને ફરજ ઉપરાંત કાંઇ કર્યું નથી. મહારાજા સુરેન્દ્રસીંહને ઉઠાડી આશિર્વાદ આપતાં યોગિની બોલી.

અતીતાનંદને પોતાની સતિ સાધ્વી સ્ત્રીનો આવો અપૂર્વ સ્વાર્થ ત્યાગ જોઇ તેના પ્રત્યે પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ તેથી તે મહારાજા અતીતાનંદ પ્રત્યે બોલી ઉઠયો રાજન ! મારા 'મઠનો ભેદ' પણ અહીંજ પૂર્ણ થાય છે અને તેની સાથે મારી ભગવી કંથાનો પણ હું અહીંજ ત્યાગ કરૂં છું. આમ કહી અતીતાનંદસ્વામીએ પોતે ધારણ કરેલી ભગવી કંથાનો ત્યાગ કર્યો.

મહારાજા સુરેન્દ્રસીંહની આજ્ઞાથી મુર્તિને તોડી નાંખવામાં આવી અને તેના કકડા પાસે વહેતી નદીમાં ફેંકી દેવામા આવ્યા. પછી સઘળા યોગિની દેવી સાથે મઠની બહાર આવ્યા.

જ્યારે બધાઓ મઠની બહાર આવી ગયા ત્યારે લાવણ્યસીંહ, હારાજા સુરેન્દ્રસીંહ તથા યોગિની પ્રત્યે બોલી ઉઠયો 'યોગિની દેવી, મને પિતાજી હવે આ મઠની કાંઇ જરૂરીયાત નહીં હોવાથી જો તેને રી દેવામાં આવે તો ઘણું સારૂં.'

લાવણ્યસીંહના આ શબ્દો સાંભળી અતીતાનંદસ્વામી ઉભા થયા. અને મહારાજા સુરેન્દ્રસીંહ પ્રત્યે બોલી ઉઠયા 'આ પ્રશ્નનો જવાબ હું જ્યસભામાં આપવાનો હોવાથી જો અત્યારે આ મઠને આમજ કેવા દેવામાં આવે તો વધારે સારૂં.'

મહારાજા સુરેન્દ્રસીંહે મઠને આમ રહેવા દેવાથી કોઇ જાતના યનું કારણ નહીં હોવાથી મઠને તેવીજ સ્થિતિમાં રહેવા દઇ યોગિની યે સર્વેને લઇને ઇન્દ્રનગર તરફ રવાના થઇ ગયા,



# પ્રકરણ ૩૨ મું.



## રાજ્યાભિષેક

ગુમ થઇ ગયેલા યુવરાજ અને મહારાજાના આગમનથી આજે દ્રનગરના પ્રજાજનોમાં સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો છે. પ્રજા નો તે આનંદમાં ભાગ લેવા તેમના ગૃહોને રંગબેરંગી રીતે દીપાવી । છે. ઇન્દ્રનગરના રસ્તામાં ચારે તરફ પાણીનો છંટકાવ થઇ રહ્યો પ્રધાન વીગેરે રાજ્યના કર્મચારીઓના હૃદયમાં આજે રાજભક્તિના ાળા આવી રહ્યા હતા. સૈન્યાધીપતી મહારાજા ને યુવરાજની સલામી

એવા લશ્કરને કવાયત શીખવી રહેલ છે. પ્રજાજનો તથા ગામના આગેવાનો નવીન નવીન કપડાં પહેરી આજે મહારાજા તથા યુવરાજનું સામૈયું કરવાનું હોવાથી રાજ્ય મહેલ તરફ આવ્યા જાય છે.

યથા સમયે સામૈયું લઇ રાજ્યના કર્મચારીઓ તથા આગેવાનો સાથે પ્રધાન મહારાજા સુરેન્દ્રસીંહ તથા યુવરાજની સાથેના સ્વામી અતીતાનંદ, યોગિની દેવી, હંસા અને મેનાને સરઘસના આકારમાં લઇને રાજ્યમેહલ તરફ જવાને રવાના થઇ ગયા. સ્વારી ચડવાની સાથેજ તેમના માનમાં તોપોના ગડગડાટ અને ભડભડાટ થવા શરૂ થઇ ગયા.

તોપોના કાનને પણ ફાડી નાંખે તેવા અવાજો સાંભળતાં કોઇ અજાણ્યો માણસ પણ કલ્પી શકે કે આજે ઇન્દ્રનગરમાં કાંઇ આનંદજનક અવસર હોવાને લીધે આવા ગડગડાટ થતા હશે ચાલો વાંચકો આપણે પણ આ આનંદમાં ભાગ લેવાને જઇએ.

રસ્તામાં ચાલ્યા જતાં છોકરાઓ આજે નીશાળમાં રજા હોવાથી આનંદથી કુદતા ખેલતા ચાલ્યા જતા હતા.

જેમ જેમ સરઘસ આગળ વધતું ગયું તેમ તેમ નગરજનો જેવું સરઘસ તેમના ઘર આગળથી પસાર થતું હતું કે તરતજ પોતાની શક્તિ પ્રમાણે કોઇ સોનાથી તો કોઇ ચાંદી તો કોઇ અક્ષતથી તેમના મહારાજા, યુવરાજ અને તેમની સાથેના મંડળને વધાવી લેતા હતા.

આમ પ્રજાજનોના હર્ષથી ઉભરાતા હૃદયે આવકારને ઝીલતાં ઝીલતાં યુવરાજ તથા સઘળાઓ સાથે મહારાજા રાજ્યમહેલમાં આવી પહોંચ્યા.

રાજય મહેલમાં આવી પહોંચ્યા પછી મહારાજા સુરેન્દ્રસીંહની આજ્ઞાથી પ્રધાને સર્વ સભાજનોને નિવેદન કર્યું કે, બપોરના બે વાગે સભા છે જેમાં મહારાજા વૃદ્ધાવસ્થાને લીધે યુવરાજ લાવણ્ય-સીંહને રાજયાભિષેક કરવાના છે માટે સર્વ સભાજનોએ તેમના હક્કની રૂએ હાજર રહેવું તેવું મહારાજાનું ફરમાન છે.

થોડા સમય પછી સભાસ્થાનમાંથી મહારાજા સુરેન્દ્રસીંહ અને યુવરાજ, યોગિની દેવી વિગેરેની સાથે રાજયમહેલ પ્રતિ રવાના થઇ ગયા તેથી પ્રજાજનો પણ હર્ષનાદ ગજાવતા તેમના ઘર તરફ જવાને રવાના થઇ ગયા.

બપોરના બે વાગવાનો સમય થવા આવ્યો છે. સભાસ્થાન રાજય કર્માચારીઓ અને શહેરના અગ્રગણ્ય પ્રજાજનોથી ચીકાર ભરાઇ ગયું છે. સર્વ કોઇ મહારાજા સુરેન્દ્રસીંહ અને યુવરાજની રાહ જોતા બેઠા છે તેવામાં યુવરાજને લઇને મહારાજા સુરેન્દ્રસીંહ તોપોના ગડગડાડ વચ્ચે ત્યાં આવી પહોંચ્યા પાછળ વૃદ્ધ પ્રધાન સાથે સ્વામી અતીતાનંદ, કનકસીંહ વીગેરે આવીને તેમના યોગ્ય આસને બેસી ગયા; બીજી બાજુ રાજયમાતા; યોગિનીદેવી, હંસા, મેના અને નીરૂપમાને લઇને અલ્પ સમયમાં સભાસ્થાનમાં આવી પહોંચી અને રાજયાસનની પાછળના ભાગમાં તેમના માટે નીયત કરેલા સ્થાને જગયા લઇ લીધી.

સર્વના આવી ગયા પછી મહારાજા સુરેન્દ્રસીંહ ઉભા થયા અને તેમની સ્વામીભક્ત પ્રજાને સંબોધીને બોલવા લાગ્યા કે મ્હારા સ્વામીભકત પ્રજાજનો, તમારે જે જે મુશ્કેલી સહન કરવી પડી છે અને જે દુઃખના ડુંગરા સ્હેવા પડયા છે તે સર્વને માટે હુંજ

જોખમદાર છું. કારણ કે જો મેં અતીતાનંદ સ્વામીની યોગ્ય પરિક્ષા લઇ પાત્રાપાત્રનો વિચાર કરી તેમને રાજ્યગુરૂ અને ધર્મગુરૂની મહાન પદ્વીથી વિભુષીત કર્યા હોત તો આ સમય આવવાનો વખત ન આવત. મારી કરેલી ભુલને લીધે તમોને જે સહેવું પડયું છે તે માટે હું લાચાર છું, કારણ કે જે બનવાનું હોય છે તે બન્યેજ જાય છે. આજે હું મારી વૃદ્ધાવસ્થાને લીધે રાજ્યકારભાર સંપૂર્ણ તપાસી શકવાને અશક્ત હોવાથી યુવરાજ લાવણ્યસીંહનો રાજ્યાભિષેક કરવા ઇચ્છું છું અને ત્યારપછી અમારા પ્રત્યે દયાભાવ દર્શાવતી એક જગદંબા સ્વરૂપની હું આપને ઓળખાણ આપવા માંગું છું માટે તમો સર્વને તમારા હૃદયને પુછી મને જે પ્રશ્ન કરવો હોય તે કરજો અને આ બાબતમાં તમો સર્વ તમારો વીચાર જણાવશો. મ્હારાજા સુરેન્દ્રસીંહે કહ્યું.

"રાજન ! આપના મતને મળતો થઇ હું આ મારા સર્વ બાઇઓનીવતી આપને નિવેદન કરવાની રજા લઉં છું કે આપ જેવાં પ્રજા વત્સલ નૃપતિ જે કરતા હશો તે યોગ્યજ કરતા હશો તેથી તમો જે કાર્ય કરો તેમાં અમારા સર્વની સંમતી છે તેમ હું મારા સર્વ બાઇઓ તરફથી આપને નિવેદન કરૂં છુ" આમ કહી નગરશેઠ, યુવરાજ અને મહારાજાને વંદન કરીને બેસી ગયા.

અમો સર્વ નગરશેઠે કહ્યું તેમાં સંમત છીએ એકી સાથે યુવરાજ અને મહારાજાના જયઘોષ સાથે સભામાથી આ શબ્દો નીકળી પડયા.

'યુવરાજ આજે તને રાજ્યનો સર્વ કારભાર સોંપી પરમાત્મા તરફથી વારસામાં અપાયેલી પ્રજાનું પુત્રવત્ પાલન કરવાના રૂણમાંથી મુક્ત થઇ તે કાર્ય તને સોંપું છું અને આશા છે કે તું તે આપણા

કુળની રીતિ પ્રમાણે નીભાવીશ. મહારાજા સુરેન્દ્રસીંહે યુવરાજને કહ્યું.

"હું આપની આજ્ઞા શિરોમાન્યધારી મારાથી બનતી પ્રજાની સેવા કરવા પ્રયત્ન કરીશ" યુવરાજે જવાબ આપ્યો.

'યુવરાજ! તું એમ ના સમજતો કે રાજ્યનો ખજાનો એકલો રાજા પોતાના મોજશોખ માટે ગમે તેમ વેડફી શકે છે પરંતુ તેને તારી પાસે પ્રજાની અનામત થાપણ સમજીને તારે તેનું રક્ષણ કરવાનું છે રાજ્યધનનો ઉપયોગ તો પ્રજાકીય કાર્યમાંજ થવો જોઇએ, નહીં કે રાજાઓના મોંજશોખ અને વિલાસ વૈભવને પોષવાને. કહે શું તું પ્રજાનું પુત્રવત્ રક્ષણ કરી રાજ્યધનને પ્રજાકીય થાપણ સમજી તેને પ્રજાના કલ્યાણમાં વાપરવા પ્રયત્ન કરશે?'

યુવરાજ! જે રાજન પ્રજાને પુત્રસમ પાળે છે તેને પ્રજાજનો દેવસમાન પૂજે છે માટે જો તારે દેવ થવું હોય તો પહેલાં પ્રજાનું પુત્રવત્ પાલન કરવા પ્રયત્ન કરજે. આવા પ્રજાપ્રીય નૃપાળોના યશ ગાન ગાતા દેવતાઓ પણ આવા રાજવીઓની ઇર્ષ્યા કરે છે.

જે રાજા અદલ ઇન્સાફ આપી પ્રજાને અદલ ઇન્સાફ લેતાં અને દેતાં શિખવે છે તેજ રાજા થવાને યોગ્ય છે. જે રાજા વિદ્યા અને હુન્નરનો ફેલાવો કરે છે તેવાજ પ્રજાપ્રિય નૃપાળોજ રાજા થવાને લાયક. માટે હાલના રાજવીઓ કે જેઓમાં ઉપરનો તલ માત્ર પણ ગુણ નથી. જેઓ પ્રજાએ થાપણ તરીકે સોંપેલા રાજ્યધનનો તેના ભોગ વિલાસમાં દૂરૂપયોગ કરે છે તેવા રાજા થવા કરતાં બહેતર છે કે તું રાજા ન થા. માટે કહે તું કેવો રાજા થવા ઇચ્છે છે. પ્રજાપ્રિય પરદુઃખભંજન રાજા વિક્રમ જેવો નૃપાળ થવા ઇચ્છે છે કે ભોગવિલાસી? આમ કહી મહારાજા સુરેન્દ્રસીંહ પોતાના પ્રશ્નના ઉત્તરની રાહ જોતા યુવરાજ તરફ જોઇ રહ્યા.

પિતાજી હું પ્રજાપ્રિય રાજા થવા ઇચ્છું છું અને આપના વચનને શિરોમાન્ય રાખી મારી વર્તણુંકથી તમોને બતાવી આપીશ કે હું પ્રજાકીય નૃપાળ છું કે ભોગ વિલાસી. લાવણ્યસીંહે જવાબ આપ્યો.

'ધન્ય છે યુવરાજ હો તો આવાજ કુળદીપક હોજો. આમ કહી સુરેન્દ્રસીંહ યોગિની દેવી પ્રત્યે બોલી ઉઠયો યોગિની દેવી! યુવરાજનો રાજ્યાભીષેક આપના હાથે કરવાની હું આપને અરજ કરૂં છું.

આ સાંભળી યોગિની દેવીએ આગળ આવી યુવરાજયા કપાળમાં તિલક કરી તેના શીરે રાજયમુકુટ મુકયો કે સભામાંથી "મહારાજા લાવણ્યસીંહની જય"ના ગગનભેદી નાદો થવા લાગ્યા.

આ નાદોના ગડગડાટમાં ભાગ લેવાને એક વ્યક્તિ ત્યાં એકદમ આવી ચઢી જે આપણી પરિચિત વ્યક્તિ જાગીરદાર વીરભદ્રસીંહ હતો અને તેઓની આજ્ઞાથી યોગિની દેવીએ લાવણ્યસીંહ અને હંસાનો હસ્તમેળાપ કર્યો.

સભામાં સઘળે જય જયકાર થઇ રહ્યો પ્રજાજનોના હૃદયમાં હર્ષ માતો પણ નહતો તેવામાં મહારાજા સુરેન્દ્રસીંહ ઉભા થયા અને સર્વ સભાજનો પ્રત્યે બોલી ઉઠયા. 'મારા વફાદાર અને રાજ્ય ભક્ત પ્રજાજનો ઉપકાર માનો આ યોગિની દેવીનો કે તેણે અનેક વિપત્તિઓને વેઠીને રાજ્ય કુટુંબનું રક્ષણ કર્યું છે ત્યારેજ તમો અત્યારના આનંદને પામવાને શક્તિમાન થયા છો. નગરજનો! આ એક સાધારણ વ્યક્તિ નથી પરંતુ પ્રબળ દેવી છે માટે સર્વે તેને વંદન કરો.' આમ કહી મહારાજા સુરેન્દ્રસીંહે યોગીનીને વંદન કર્યું.

"જય યોગિનીદેવીની જય' યોગિનીના જય જયકારના શબ્દોનો ગુંજારવ કરતા સભાજનો યોગિનીનો જય. બોલવા લાગ્યા તેવામાં એક મહાત્મા પુરૂષ ત્યાં આવી પહોંચ્યા યોગિનીએ તેમને વંદન કર્યું.

'મહારાજા સુરેન્દ્રસીંહ, અને ઇંદ્રનગરના વાસીઓ, આભાર માનો આ મહાત્મનનો કે તેમણે મને આ પુણ્ય માર્ગે જવાની પ્રેરણા કરી હતી. આમ કહી યોગિની દેવી બેસી ગયાં.

સર્વ સભાજનોએ યોગીની દેવીને જયનાદથી વધાવી લીધા.

થોડો સમય સભામાં શાંતિનો પ્રસરાવ થયો કે તરતજ અતીતાનંદ સ્વામી ઉભા થઇને બોલી ઉઠયા કે 'રાજન ! મેં એક ધર્મગુરૂ અને રાજ્યગુરૂ તરીકે મારી યોગ્ય ફરજ નહીં બજાવતાં અનીતિનો રસ્તો ગ્રહણ કરી મારી ધાર્મિક ફરજને ઠોકરે મારી હતી અને અનીતિના માર્ગમાં પડી સ્વાર્થાંધ અને મહત્વાકાંક્ષી થઇ હંસા અને મેના જેવી કોમળ કળીઓને મારી લાલસાની વેદીમાં બલીદાન આપવા લઇ જઇ તેમને અનેક પ્રકારના દુઃખ આપ્યાં છે તે ઉપરંત લાવણ્યસીંહ તથા તમોને કેદમાં પુરી મેં ઘણુંજ દુઃખ આપ્યું હતું. માટે તમોને જે યોગ્ય લાગે તે સજા કરશો અને તે હું હર્ષપુર્વક સ્વીકારવાને તૈયાર છું" અતીતાનંદ સ્વામીએ કહ્યું.

'અતીતાનંદ સ્વામી તમો પણ હવે પશ્ચાતાપની અગ્નિમાં બળીને શુદ્ધ થયેલા છો, અને આ યોગીની દેવીએ તમોને રાક્ષસમાંથી દેવ બનાવવા પ્રયત્ન કર્યો હતો તે પણ સફળ થયો છે. તે ઉપરાંત યોગિની દેવીએ અમારાપર કરેલા ઉપકારો યાદ લાવી હું તમોને તમારી સ્વતંત્રતા ફરીથી અર્પણ કરૂ છું. જે સ્વીકારી આભારી કરશો' આમ કહી મહારાજા સુરેન્દ્રસીંહે યોગિની, અતીતાનંદસ્વામી અને મહાત્મા પુરૂષને વંદન કર્યા.

'યોગિની દેવી ! હવે તમો અતીતાનંદસ્વામીનો મઠ પુરી દેવાની અમોને રજા આપશો તેવી આશા છે.' લાવણ્યસીંહે કહ્યું.

'લાવણ્યસીંહ ! જે મઠમાં મેં અનેક કાળાં ધોળાં કર્યા છે તેજ મઠમાં મારૂં જીવન પ્રજાહીતાર્થે ગાળવા મેં મારા મનમાં દ્રઢ નિશ્ચય

કર્યો છે અને તેથી હું તમારી પાસે તે મઠને તેમને તેમ રહેવા દઇ મને સેવાશ્રમ ખોલવાની રજા આપવાની માંગણી કરૂં છું.'

'અમો તમારી માંગણીને સહર્ષ સ્વીકારી લઇએ છીએ. સુરેન્દ્રસીંહ અને લાવણ્યસીંહ એકી સાથે બોલી ઉઠયા.

'એક દુરાચારી સંન્યસીને તેની પત્નીના પ્રયત્નથી સુમાર્ગે ચડેલો જોઇ પ્રજાએ તેને હર્ષનાદથી વધાવી લીધો અને સર્વે 'જય યોગિની દેવી જય અતીતાનંદ સ્વામી'ની જય ગજાવવા લાગ્યા.

આવી રીતે સભામાં સર્વત્ર જયજયકાર વર્તી રહ્યા પછી રાજ્યમાં યોગ્ય સુધારાઓ કરી ગરીબોને દાન આપી મહારાજા સુરેન્દ્રસીંહ, લાવણ્યસીંહ, હંસા, મેના, યોગિની અને અતીતાનંદસ્વામીની સાથે રાજમહેલ તરફ જવાને રવાના થઇ ગયા. પ્રજાજનો પણ આનંદના સાગરમાં ગરક થઇ સભાસ્થાનનો ત્યાગ કરી 'યોગિની દેવી'નાં વખાણ કરતા તેમના ગૃહપ્રતિ રવાના થઇ ગયા.

---

# પ્રકરણ ૩૩ મું.

## પ્રેમીઓનું મીલન.

સહસ્ત્ર રશ્મિ ભગવાન સવિતા દેવતાને આ લોકમાંથી પ્રયાણ કરતા જોઇ અને રાત્રીના આગમનને નીરખી હંસાના હૃદયમાં આજે કંઇ અવનવું અજબ ચેતન સ્ફુરતુ હતું. આજે હંસાને તેના પ્રિયતમનો મેળાપ થવાનો હતો. તેના હૃદયમાં પતિ મીલનના વિચારો આવવાથી તેનું હૈયું ચકડોળે ચડયું હતું. એક એક પળ તેને આજે એક યુગ જેવડી લાગતી હતી. છેવટે રાત્રી પડી ત્યારે હંસાએ આજે

તેના કોડીલા કંથના દીલને રીઝાવવા સોળે શણુગાર સજ્યા હતા અને પ્રીયતમના આગમનની રાહ જોતી બેઠી હતી.

રાત્રી ધીમે ધીમે ચાલી જતી હતી હંસાના હૃદયની અધીરાઇ લાવણ્યસીંહના આગમનમાં ઢીલ પડતાં વધ્યે જતી હતી. હંસા લાવણ્યસીંહના આગમનની કાગને ડોળે રાહ જોતી બેઠી હતી તેવામાં દસના ટકોરા થયા તોયે તેના કોડીલા કંથના દર્શન નહીં થતાં વીરહાકુળ વનિતા બોલી ઉઠી, હજુ કેમ નહીં આવ્યા હોય? તેઓનું શરીર તો સારૂં હશે ને? આમ ચિંતામાં ને ચિંતામાં હંસા તેનો સમય પસાર કરતા કરતાં નિંદ્રાધીન થઇ ગઇ.

હજુ હંસાને નિંદ્રાધીન થવાને થોડોજ સમય થયો હશે તેવામાં લાવણ્સીંહ ત્યાં આવી પહોંચ્યો અને હંસાના રૂપ સૌંદર્યનું પાન કરતો ઉભો રહ્યો તેવામાં હંસાએ સ્વપ્નમાં 'શું આવી પહોંચ્યા કે?' એમ કહી કેમ જાણે તે લાવણ્યસીંહના ગળામાં બદ્ધ થવા ન માંગતી હોય તેમ તેણે બે હાથ પહોળા કર્યા. લાવણ્યસીંહે આનો લાભ લઇ હંસાને તેના બાહુપાશમાં જકડી હૃદયદાન આપતાં બોલી ઉઠયો 'હા! મારી મીઠી મેના તારો મોર આવી પહોંચ્યો છે.'

લાવણ્યસીંહનો સ્પર્શ થવાથી હંસા જાગી ઉઠી અને લાવણ્યસીંહના બાહુપાશમાં બદ્ધ જોઇ શરમથી લજવાઇ જતાં બોલી ઉઠી 'આમ ચોરી કરતાં કયારથી શિખ્યા? કોઇ બાળાને ફસાવી અણુજાણ્યે બાહુપાશમાં પકડનાર ચોરને મારે અવશ્ય શિક્ષા કરવી પડશે' મારે તમોને આજે બેડી પહેરાવવીજ પડશે, કારણ કે ચોર તો અવશેષ બેડીનેજ લાયક હોય છે આમ કહી હંસા લાવણ્યસીંહના ગળામાં પુષ્પોનો હાર પહેરાવતાં ફરીથી બોલી ઉઠી, કહો હવે તો મારા કેદી થયા કે નહીં?



મારે તમોને આજે બેડી પહેરાવવી પડશે કારણ કે ચોર અવશ્ય બેડીનેજ લાયક હોય છે.

( પૃષ્ઠ ૨૧૪ )

Krishna Press Bombay 2

'પરંતુ હંસા ! આ તે કયાંનો ન્યાય ! શું ચોર કોટવાલને દંડશે? ચોર તો તમો છો અને મને ચોર કહો છો તેથી તો તમો મારાથી પણ ઉતમ ચોર નીવડયા ! લાવણ્યસીંહે હંસાની મજાક કરતાં કહ્યું.

વાહરે વાહ અઠંગ ઉઠાવગીર ચોરના સરદાર ! તમે પણ ભારે કરી-હો. સ્ત્રી એટલે ગૃહીણી કહેવાય છે તે તો તમો જાણતા હશો અને તેથી ઘરમાં આધિપત્ય હંમેશા સ્ત્રીઓનુંજ હોય છે અને તે કારણ ઘર પણ સ્ત્રીઓનું કહેવાય છે. સમજયા કે મારા કોડીલા કંથ ! હંસા મજાક કરતી બોલી.

તમારા આધીપત્યને હું મારા હૃદયના સીંહાસનપર જમાવું છું. તમોને હું મારા હૃદયપર હૃદયદેવી તરીકે સ્થાપું છું આમ કહી તે હંસા પ્રત્યે પાછો બોલવા લાગ્યો.

તીરછાં નયનના બાણુથી, ભેદયાં હૃદય દુર્ગો તમે.
પ્રેમાળ પીંજરમાં પૂર્યો, પ્યારી બન્યા કેદી અમે,

આમ કહી હંસાને તેના બહુ પાશમાં જકડીને મધુરૂં ચુંબન કર્યું. પ્રેમી દંપતીઓને તેમના મીલનનો ઉપભોગ કરવા દઇ અમો પણ રાત્રી અધીક વીતિ જવાને લીધે નિંદ્રાદેવીને સહકાર કરવા વિનંતી કરતાં કરતાં નિંદ્રાને આધિન થઇ ગયાં.



## ઉપસંહાર.

લાવણ્યસીંહ અને હંસા ... પુર્વક તેમના દિવસો ગુજારવા લાગ્યા. લાવણ્યસીંહ પ્રજાપાળક નૃપતિ તરીકે રાજ્ય કરી પ્રજાવત્સલ બનવાના પ્રયત્નો કરતો તેનો રાજ કારભાર ચલાવ્યે જાય છે.

સ્વામી અતીતાનંદ યોગિનીજીના સદુપદેશથી સુધરી જઇને નીતિમાન જીવન ગાળતો, જનસેવ તેના પુરાણા મઠમાં બજાવી

રહ્યો છે. યોગિની દેવીના સદુપદેશથી પોતાના જીવનને ઉજવળ બનાવવાનાં પ્રયત્નો સ્વામી અતીતાનંદ કર્યો જાય છે. પોતાના પતિને સુધારવાનું આરંભેલું કાર્ય નિર્વિધ્ને પૂર્ણ થવાથી યોગિની દેવી પરમાત્માનો ઉપકાર માનતી અતીતાનંદ સ્વામીને જગતહીતના કાર્યોમાં મદદ આપી દુઃખીજનોની શુશ્રુષા કરવાની સાથે પતિ સેવા પણ કર્યે જાય છે.

કનકની ગુમ થયેલી પત્નિ યોગિનીની સહચરી નીકળવાથી બહાદુર કનક યોગિનીના કહેવાથી લાવણ્યસીંહના રાજ્યમાં લાવણ્યસિંહના રક્ષક તરીકે પોતાની ફરજ બજાવતો તેની પત્નિ સાથે તેનો સંસાર સુખ પૂર્વક ચલાવ્યે જાય છે.

નીરૂપમાના યોગ્ય વયના યુવાન સાથે લગ્ન કરી આપી અતીતાનંદસ્વામી તથા યોગિની તેમનો સંસાર સુખપૂર્વક ચલાવવાને મદદ આપી રહ્યા છે.

મેના તેના પિતાને તથા પતિ અને સંબંધીઓને મળી યોગિનીનો ઉપકાર માની નાતિના માર્ગે તેના જીવનના નાવને ચલાવ્યે જાય છે.

આવી રીતે હમેશાં સારૂં કરનારનું સારૂ થાય છે માટે દરેક મનુષ્યે હંમેશાં સત્ય અને નીતિના માર્ગે જવા પ્રયત્ન કરવો.

છેવટે ભારત વર્ષમાં યોગિની દેવી, હંસા, મેના, નીરૂપમા, જેવી સ્ત્રીઓ ઉત્પન્ન થઇ ભારત વર્ષને વધારે ઉન્નત બનાવે તેવી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થન કરીને અહીંજ વીરમીશું.

ઓમ્ શાંતિ, શાંત, શાંતિ.

**સમાપ્ત.**